# ધર્મજ્ઞાન.

(પરોક્ષ શાંતિ ફળ પ્રાપ્તિ.)

તથા

# હિતોપદેશ.

સંપાદક-પ્રકાશક,

**શંભુશંકર જગજીવન જોશી.**

નિવાસી જેતપુર-કાઠીયાવાડ.

શ્રી નિર્ણયસાગર પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.



સંવત ૧૯૮૬ ચૈત્ર માસ. સન ૧૯૩૦ એપ્રિલ.

કિમ્મત રૂા. ૦-૮-૦ આઠ આના.

# ધર્મજ્ઞાન.

(પરોક્ષ શાંતિ ફળ પ્રાપ્તિ.)

તથા

# હિતોપદેશ.

સંપાદક-પ્રકાશક,

**શભુશંકર જગજીવન જોશી.**

નિવાસી જેતપુર-કાઠીયાવાડ.

ધિ નિર્ણયસાગર પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.



સંવત ૧૯૮૬ ચૈત્ર માસ. સન ૧૯૩૦ એપ્રિલ.

કિમ્મત રૂ. ૦-૮-૦ આઠ આના.

# ધર્મજ્ઞાન.



વર્તમાનકાળવિષે મનુષ્ય મંડળમાં નાના મોટા આશરે ૯૬૦૦૦ ધર્મ-મત-પંથમાંથી મોટાધર્મ-પંથવાળા શાંતિ ફેલાવવાનો દાવો કરી રહ્યાછે; તેવોજ વર્તમાન સુધારા, સાયન્સ અને પુરાતન ફિલોસોફી પણ દાવો રજુ કરેછે. પરંતુ જ્યારે વિચાર દૃષ્ટિથી દેખીએ છીએ, ત્યારે શાંતિને બદલે અશાંતિ, નીતિનો પ્રતિનિધિ અનીતિ, ધર્મને બદલે અધર્મ, પરાર્થને બદલે સ્વાર્થ, ટાલરેશન (અતિરસ્કાર)ની ગાદી તિરસ્કાર અને નમ્રતાના સ્થાનમાં મિથ્યાભિમાન અને પ્રતિષ્ઠા સિદ્ધ થવા ખાતર અનેક પ્રકારની કપટજાળ અને પોતપોતાના મંતવ્યના ઝઘડા ચારે બાજુએ માલમ પડે છે. રાજ્યલોભથી કિંવા અન્ય કારણથી ખૂનરેજ લડાઇઓ અને હજારો મનુષ્યના જાનની ખુવારીનો વર્તમાન ચાલી રહ્યોછે. દરેક મત-પંથ-ધર્મમાં "Fatherhood of God" અને "Brotherhood of man" (પરમાત્માને માટે પિતૃભાવ અને મનુષ્યમાટે ભ્રાતૃભાવ) આ ઉપદેશની આજ્ઞા લગભગ પૂરી પૂરી હોવી જોઇએ, છતાં એક મનુષ્ય વ્યક્તિ વા પ્રજા, બીજા મનુષ્ય વા પ્રજાનું અહિત કરીને પોતાનો સ્વાર્થ સાધવામાં તત્પર હોયછે. અજ્ઞાન વા સ્વાર્થવશ ભિન્નભિન્ન ધર્મવાળા, વા એક ધર્મવાળા મનુષ્ય વા પ્રજા, પોતાથી જુદા વા એક ધર્મવાળા મનુષ્ય વા પ્રજાનું અહિત કરવામાં મચી રહેલ છે.

હિન્દુધર્મ-મત-પંથના અંદર અંદરના, ઉન્નતિ થવાના પ્રતિબંધક ઝઘડાઓથી, તેનું બળ વિશેષ થવાને બદલે ક્ષીણ થતું જાયછે. આવી સ્થિતિ થવાનું કારણ આ છે કે:—

(૧) અગ્રેસર-નેતા વા લીડર બીજાઓના ભોગથી પોતાના સ્વાર્થ સિદ્ધ કરી લે છે.

(૨) તેઓ પોતાના વિચાર અને મંતવ્યને સત્ય માનેછે, અને પોતાની મગરૂરીને લીધે બીજાનાં અસત્ય વા જુઠાં માને છે.

(૩) પોતાના માનેલ ગ્રંથ અને શાસ્ત્રોપર વિશ્વાસ રાખે છે, અને તેનેજ પ્રમાણ માને છે; અને તેથી બીજાને વજનદાર માનતા નથી.

(૪) તેઓ નાની નાની (પ્રિન્સીપાલ) વાતોમાં તકરાર કરીને પોતાનો સમય શક્તિ-દ્રવ્ય નાહક ગુમાવે છે.

(૫) તેઓ એક ધર્મ (સાર્વજનિક ઐકયતા), નીતિ અને કાર્યની વ્યવસ્થા વાસ્તે કારણ ધ્યાનમાં લઇને તેમાં વિશેષ વૃદ્ધિ કરવાનું ધ્યાન આપતા નથી.

(૬) પોતાના માનેલ ગ્રંથોમાં જે નીતિ, વિદ્યા, સાયન્સ અને ફિલોસોફી ભરીછે, તે બસ છે; એમ માનીને વિચાર વૃદ્ધિ કરવાની, વિશેષ શીખવાની દરકાર રાખતા નથી.

(૭) બીજી પ્રજાએ ધર્મ, નીતિ, પદાર્થ–વિજ્ઞાન, તત્વ–વિદ્યા, હુન્નરકળા વિગેરેમાં કેટલી ઉન્નતિ કરી છે અને દિવસે દિવસ આગળ વધતી જાય છે, તે પર લક્ષ્ય આપતા નથી.

(૮) સૃષ્ટિ નિયમ–કુદરત જે એક અભંગશાસ્ત્ર છે, તે તરફ બીલકુલ લક્ષ આપતા નથી; પરંતુ કેવળ અંધશ્રદ્ધાના ગુલામ છે.

(૯) આપણે એકજ પ્રજાનાં જુદાં જુદાં અંગ છીએ, અને એક બીજાનાં દુઃખ સુખ, તે આપણાંજ દુઃખ સુખ છે, તથા બીજાનાં અંગની ઉન્નતિ અને અવનતિ, તે આપણીજ ઉન્નતિ, અવનતિ છે, આ મહાન સિદ્ધાંત, કે જે નીતિશાસ્ત્ર (Ethical Science) નો પાયો છે તે જાણતા નથી, કિંવા પોતાના સ્વાર્થ–માન પ્રતિષ્ઠાને લીધે તે સિદ્ધાંત-તરફ આંખ આડા કાન કરેછે.

(૧૦) શુદ્ર, વૈશ્ય અને ક્ષાત્રધર્મ તો, લાંબા વખતથી વિસરાઈ ગયો છે, અને બ્રાહ્મણધર્મ કે જે પ્રજાનું મુખ્ય અંગ છે, તે ડગમગ થઇ રહ્યો છે, બલ્કે નાશ થવાની તૈયારીમાં છે; તે વાત તરફ પ્રજાના અગ્રેસરોનું ધ્યાન ખેંચાતું નથી.

(૧૧) ધાર્મીક ખરાબી (Religious evils) જેમકે મિથ્યાવિશ્વાસ (જો જીવ અને મોક્ષ કાંઈ છે, તો તે જેવાં છે, તેવાં છે, અર્થાત્ એક પ્રકારનાં હોવાં જોઇએ. પરંતુ આ વિષયમાં ધર્મ–મત–પંથવાળાઓના જુદા જુદા મત છે. અર્થાત્ જીવ સર્વને સમીપ છે, તોપણ કોઇ, જીવને અનાદિ, કોઇ જીવને સાદિ, કોઇ અનાદિ અનંત, કોઇ સાદિ સાંત, કોઇ અનાદિ સાંત, કોઇ સાદિ અનંત, માને છે. તથા કોઇ, જીવને અણુ, કોઇ વિભુ, કોઇ મધ્યમજન્ય, કોઈ મધ્યમ અજન્ય, કોઈ આભાસ, કોઈ પ્રતિબિંબ, કોઇ નિત્ય, કોઇ ભ્રાંતિરૂપ માને છે. પરંતુ જીવનું સત્ય સ્વરૂપ તો એકજ પ્રકારનું હશે. તેથી સ્પષ્ટ જણાઇ આવેછે કે, પ્રચલિત ધર્મ–મત–પંથોમાં ભૂલ છે. કોઇ એકનું મંતવ્ય વા તેનો કોઇ અંશ સત્ય હશે; સર્વ સત્યપર નથી. તોપણ તે તે ધર્મોના અંધશ્રદ્ધાવાળા તે તે ધર્મોના વિશ્વાસમાં તણાયા જાય છે. અહા! કેવી દેખત ભૂલી છે! કેવી અંધ-

શ્રદ્ધા છે! એજ પ્રમાણે મોક્ષ વિષયમાં પણ જાણવાનું છે. તે ઉપરથી મિ. ગ્લૅડસ્ટન અને આર્યન ફિલોસોફર સ્વામી આત્માનંદજીનું વાક્ય સત્ય જણાય છે. તેઓ કહેછે કે, કોઈ દિવસ આફ્રિકાના જંગલી હબશી સુધરી જશે, પરંતુ ધર્માંધ હિન્દુ, ધર્મ વિષયમાં કદી સુધરશે નહીં.) (એમ ન બનો.), શ્રાદ્ધ, તીર્થ, મંદિર વગેરેમાં હજારો રૂપૈયાનો કુભોગ, કુપાત્રોને દાન, ભિક્ષાવૃત્તિ, વેષધારી સાધુઓનાં ટોળે ટોળાં, વિપરીત ધર્મભાવના અને—

(૧૨) સાંસારિક ખરાબી (Social evils) જેમકે બાળલગ્નાદિ (સ્ત્રી અશિક્ષણ વગેરે) કુરૂઢી, મરણ અને વિવાહ વગેરે પ્રસંગોમાં હજારો રૂપીઆનો નકામો ખર્ચ, અનેક જાતિ, ઉપજાતિ, પરદેશ ગમનનો પ્રતિબંધ, વ્યર્થ છુંછાં વગેરે.

એવાં એવાં કારણોને લીધે હિન્દુ પ્રજા અવનતિના ચક્રમાં આવી રહી છે.

લગભગ એવીજ સ્થિતિ ધર્મસુધારક બુદ્ધદેવના સમયમાં હતી. તે વખતે પણ મિથ્યાવિશ્વાસ, અંધશ્રદ્ધા, કુરૂઢી, શબ્દ પ્રમાણના ઝઘડા વગેરે હાનીકારક કારણ પ્રજાના હૃદયમાં ઘર કરી રહ્યાં હતાં. અને તે પ્રજાનાં જ્ઞાન, વિદ્યા, નીતિ વગેરેનો પ્રસાર થવામાં પ્રતિબંધક થઇ રહ્યાં હતાં. તેટલામાટે પ્રજાની ઉન્નતિ થવા માટે પ્રજાને દરેક બાબતના સંબંધમાં નીચે લખ્યા પ્રમાણે ઉપદેશ કરવાની જરૂર પડી હતી.

“ તમે જે સાંભળો, તેને માની બેસો નહીં. જે દંતકથા પૂર્વાપર ચાલી આવે છે, તે પણ માની લેવી નહીં. અમુક વાતની અફવા ફેલાઇ ગઇ હોય, અથવા ઘણાં માણસો તે વિષય વિષે બોલતાં હોય, તે ઉપરથી તે વાત માની લેવી નહીં. કોઇ પ્રાચીન મુનીના પુસ્તકમાં એમ લખ્યું છે, તે ઉપરથી તમારે કાંઇ માની ન લેવું, અનુમાન અગર અટકળોને માની ન લેવાં. આદત પડી જવાથી જે વાત તમને પરિચિત થઇ ગઇ છે, તેને સત્ય રૂપમાં માની લેવી નહીં. તમારા ગુરૂ વા મોટાઓના કહેવા માત્રથી જરા પણ માની લેવું નહીં. અવલોકન, પૃથક્કરણ, પરીક્ષા કર્યા પછી જ્યારે તમારી બુદ્ધિ, તે વિષયમાં હાં કરે, અને તેથી એક વા અનેકોનાં શ્રેય અને હિત વધે, ત્યારે તે વિષયને ગ્રહણ કરો, અને તે અનુસાર વર્તો. (આ મેક્ષમુલરના વેદાંત વ્યાખ્યાનના તરજુમામાંથી લીધેલ છે.)

એવીજ સ્થિતિ યુરોપમાં લૉર્ડ બેકનના વખતમાં હતી. તે વખતના વિદ્વાન, પરંપરાથી ચાલી આવતી વિદ્યા, કળા, જ્ઞાનને સંપૂર્ણ માનતા હતા. અને તેમાં કાંઇ વિશેષ શોધ કરવાની, ન્યૂનાધિક કરવાની, સુધા-

રવાની જરૂર નથી, એમ માનતા હતા. આ અપૂર્ણ વિચારને, બેકન મહાપુરૂષે ખોટા સિદ્ધ કરી બતાવ્યા, તથા અવલોકન કરીને કુદરતના અભ્યાસ તરફ વિદ્વાન મંડળને આકર્ષ્યું. તેણે કહ્યું છે કે:—

"વારંવાર ફરી ફરીને તમારાં પ્રાચીનકાળનાં પુસ્તકોને વાંચવાથી ફાયદો નથી. (કારણ કે તે દેશકાળ વાસ્તે હતું, અને પરિમિત થઇ ગયું. વર્તમાન વાસ્તે વર્તમાન જેવા વિષયની જરૂર છે; કે જે નવીન શોધથી પ્રાપ્ત થશે.) તેમાંથી તમને કાંઇ નવીન મળશે નહીં. તમારે અવલોકન કરવું જોઇએ, અને હોશીયારીથી પરીક્ષા કરવી જોઇએ. એવું કરવાથી વસ્તુઓનું યથાર્થ સ્વરૂપ તમને માલમ પડશે; અને મનુષ્ય મંડળનું જ્ઞાન દિવસે દિવસ વધતું જશે." બેકનના જમાનાથી પહેલાં, કુદરત (કે જે ઈશ્વરી પુસ્તક છે, તે) નો ધીરજ સાથ અભ્યાસ નહીં કરીને, પ્રખ્યાત ગ્રંથોનાં પ્રમાણ દઇને વિદ્વાન વર્ગ એક બીજા સાથે પરસ્પરમાં વિવાદ કરીને, પોતાની વિદ્વતા બતાવવાનું વધારે પસંદ કરતા હતા. પરંતુ લૉર્ડ બેકનના વાક્યની ધીરે ધીરે અસર થઇ, અને પહેલી પસંદગી-અભિરૂચિપર આધાર ન રહ્યો.

એ પ્રકારે લૉર્ડ બેકનના શબ્દોની અસર, વિદ્વાન મંડળપર પસરી, અને તેથી જુદી જુદી વિદ્યાઓની અનેક રૂપમાં શોધ જારી થઇ. જે શોધ અને અવલોકન હજુ સુધી જારી છે. તેના પ્રતાપથી યુરોપ અને અમેરિકા દેશ, બીજા ખંડોથી કેટલાક અંશમાં આગળ વધી ગયેલ છે, તે પ્રસિદ્ધ છે.

આપણા ભારતવર્ષના કેટલાક વિદ્વાનોની એવી માન્યતા છે કે, "પૌરાણિક જમાનાની પહેલાંની આપણી જે વિદ્યા-વિજ્ઞાન વગેરે છે, તેજ બસ છે." તેટલામાટે તેઓ તેનાથી આગળ વધવાનો પ્રયત્ન કરતા નથી. પરંતુ જો સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરે તો માલમ પડશે કે, દરેક જમાનામાં ઉત્તરોત્તર વિદ્યા-જ્ઞાનની વૃદ્ધિ અને ઓછી વત્તી થઇ રહીછે, રીત-રીવાજ અને સ્મૃતિ-શાસ્ત્ર પણ બદલતાં રહેછે.

વૈદિક-યુગ (જમાના)થી બ્રાહ્મણકાળમાં, બ્રાહ્મણયુગથી ઉપનિષદકાળમાં, ઉપનિષદના જમાનાથી દર્શનકાળમાં, ઉત્તરોત્તર વિદ્વાન અને તત્વજ્ઞાનીઓએ કુદરતના નિયમ ધ્યાનમાં રાખીને સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરીને, વિદ્યા-જ્ઞાનની વૃદ્ધિ કરી હતી–મહાભારતના પાછળા જમાનામાં વિદ્યા-તત્વજ્ઞાનની અવનતિ થઈ. પરંતુ મહાત્મા બુદ્ધદેવ અને શ્રીમંત શંકરાચાર્યે સૂક્ષ્મ વિચાર કરીને નીતિ, વિદ્યા-જ્ઞાનની વૃદ્ધિ કરી હોય એમ જણાય છે. તેની પછી પુનઃ અવિદ્યા-અજ્ઞાન (અને પૌરાણિક ભાવના)નો સમય આવેલો, તેવો સમય આપણા દેશમાં બ્રિટિશ

રાજ્યની સ્થાપના થતા સુધીમાં જારી રહ્યો-હમણાં હુવે પુનઃ તત્વ-શોધનો યુગ શરૂ થયો છે.

ફિલોસોફી, વસ્તુના મૂળ સ્વરૂપનો બોધ કરે છે, અને સાયન્સ, કાર્ય વસ્તુનો ઉપયોગ શીખવે છે, તેથી ફિલોસોફી અને સાયન્સનો પરંપરા સંબંધ સ્પષ્ટ થઇ જાય છે-જો ફિલોસોફીક નિયમ સમજમાં આવી જાય તો, વસ્તુના મૂળસ્વરૂપપર દૃષ્ટિ પડી જાય, તેથી સૃષ્ટિ નિયમ જાણવાની જરૂર છે.

"કુદરત એક અભંગશાસ્ત્ર છે, તેના અનાદિઅભંગ નિયમોનું જ્ઞાન સંપાદન કરો, અને યથા સામર્થ્ય તેનો અભ્યાસ કરો-એમ કરવાથી અજ્ઞાનની નિવૃત્તિ અને ઉપયોગી જ્ઞાનની વૃદ્ધિ થશે. તથા નાના પ્રકારની સંપત્તિ (દ્રવ્ય વૈભવ વગેરે વર્દ્ધક ઉપયોગી ઉદ્યોગ (હુન્નરકળા વગેરે) માં પ્રવૃત્ત થઇ જશો.")

કુદરત પોતાનું કામ કરવામાં ચતુર છે. અને જો કોઇ તેના કાયદા સમજવાનો પ્રયત્ન કરે તો, જાણી શકે, અને પાળી શકે. જે કોઇ કુદરત તરફ દૃષ્ટિ કરે છે, અને તે માફક અનુકૂળ વર્તે છે, તે ખરેખર ફતેહમંદ થઈ જાય છે.

આ એક આર્યન ફિલોસોફરનું વાકય મનન કરવા જેવું છે. ઉપર જે કાંઈ લખવામાં આવ્યું છે, તેમાંથી,

(૧) તત્વબોધ અને પ્રચલિત ધર્મ-મત-પંથ-સંપ્રદાયોના ઝગડાથી દૂર રહેતા છતાં પણ શાંતિ થાય.

(૨) ધર્મ-મત-પંથોમાં અતિરસ્કાર દૃષ્ટિ (મતમતાંતર ક્ષમતા) પેદા થઇ જાય, અને,

(૩) ધર્મ-મત-પંથોને વચમાં લીધા વિના આર્ય પ્રજા સંપીલી બની શકે, તથા,

(૪) પોતાની જાતિ (નેશન)ને જીવતી રાખે, આટલા વિષયના સંપાદન થવા માટે આ લઘુ પુસ્તક રજુ કરૂંછું. તેના વિચારવાથી સિદ્ધ થઇ જશે કે, સૃષ્ટિનિયમ જાણવાથી કેટલો ઉત્તમ સુખપ્રદ લાભ મળી શકે છે.

આ પુસ્તકમાં લખેલા સૃષ્ટિનિયમોનોજ, જો કોઈ અનુભવી તટસ્થ ફિલોસોફરદ્વારા વા સ્વયં અભ્યાસ કરી શકે તો, તત્વ અને ધર્મ-મત-પંથ મૂલક તત્વ (જીવ, ઇશ્વર, પ્રકૃતિ, મોક્ષ, મોક્ષનાં સાધનાદિ) સંબંધી અનેક શંકાઓની સમાપ્તિ થઈ જાય, અને સત્યાસત્યનો નિર્ણય કરવામાં અને સત્યાસત્ય શાસ્ત્રની પરીક્ષા કરવામાં શક્તિમાન બની શકે, એવો પ્રકાર છે. કારણ કે, જે સત્ય શાસ્ત્ર છે, તેનો લેખ કુદરતના નિયમને

અનુકૂળ હોય છે, પ્રતિકૂળ નથી હોતો; અને જે સત્ય શાસ્ત્ર નથી, તેનો લેખ બહુધા કુદરતી નિયમને અનુકૂળ હોતો નથી. કિન્તુ મિથ્યા વા કલ્પનાત્મક હોય છે.

બીજો વિષય "ધર્મ સંશોધક નિયમ" છે. તેને ઉપરોક્ત રીતિથી વિચારવાપર દરેક ધર્મ-મત-પંથના મંતવ્યમાંથી શાંતિપ્રદ પરિણામ નીકળવાથી તેનાથી ઉપેક્ષા વા ટોલરેશન પ્રાપ્ત થઇ જાય છે. તથા સત્યધર્મનો નિર્ણય અને મિથ્યા ધર્મ-મત-પંથનું પોગળ જાણવામાં સમર્થ થઇ શકે છે.

ત્રીજો વિષય **નિષ્કામતાનો** છે. તેને ધ્યાનમાં લેવાથી પોતાના મુખ્ય કર્તવ્યનું મનુષ્યને ભાન થઈ જાય છે, અને સાર અસારપર ધ્યાન આપવામાં સમર્થ થઇ શકે છે. સંક્ષેપમાં ત્રણે વિષયોને વિચારવાથી નિયમ, તત્વ, પરિણામ, ધર્મ, કર્તવ્યનું ભાન થઇ શકે છે, અને તે ભાન થવાનું એવું પરિણામ નીકળી આવે છે કે—વિચારશીલ, તટસ્થ શોધક, જીજ્ઞાસુને વર્તમાનમાં જે તત્વ, ધર્મ અને કર્તવ્ય સંબંધમાં વાદવિવાદ-તકરાર ચાલી રહેલ છે, તેનો અંત પોતાને વાસ્તે લાવી શકે છે. ધર્મ-મત-પંથની વ્યર્થ વા ખોટી કલ્પિત વાતોમાં નહી ફસાવાથી હલકો અને સ્વતંત્ર થઇ જાય છે. અને અસદાચરણથી દૂર રહે છે. તેને લીધે વિદ્યા, બુદ્ધિ અને જ્ઞાનવૃદ્ધિનો માર્ગ ખુલી જાય છે. અતઃ લોકોપયોગી જાણીને તેના પ્રચારાર્થ આ કોશિશ કરવામાં આવી છે, તે ઇશ્વરાનુયોગથી સફળ થાઓ, એવી પ્રાર્થના છે.

જેમ બુદ્ધિનું વ્યાકરણ, ન્યાય (મંતક-લૉજિક) છે, તેમ સત્ય તત્વ નિર્ણયનું વ્યાકરણ કુદરતી નિયમ (નૈસર્ગિક નિયમ) છે. જે સદાચરણી હશે, મનની એકાગ્રતાનો અભ્યાસી હશે અને મનનશીલ હશે, તે, તેને સમજવાને યોગ્ય હોય છે. શબ્દ પ્રમાણ અમુક વ્યક્તિને માટે આધારભૂત છે. અમુકને વાસ્તે નથી. પરંતુ ફિલોસોફી (તત્વ વિદ્યા) બોધક નેચરલ નિયમ (નૈસર્ગિક અથવા સૃષ્ટિનિયમ) મનુષ્ય મંડળમાત્રને માટે ઉપયોગી છે. વા દરેકને માનવા પડે છે.

"બ્રહ્માંડમાં જે અને જેવા પ્રકારના તત્વ (અનુત્પન્ન, અખંડ, અવિનાશી, અપરિણામી, અમિશ્રિત) પદાર્થ છે, તે તેવાજ રહે છે. અર્થાત્ તે ન્યૂનાધિક થતા નથી, અને તેનો નાશ થતો નથી. કિન્તુ સંસર્ગાદિકાળમાં પણ પોતાના મૂળ સ્વરૂપને છોડતા નથી. તો પછી તત્વનો નિર્ણય કરવો, તે શું? કાંઇ નહીં. અતઃ મનુષ્યની બુદ્ધિમાં, તેના સ્વરૂપ સંબંધમાં જે સંશય, વિપરીત ભાવના અને અસંભાવના હોય, તેનું નિવારણ થઇને યાથાતથ્ય સમજવામાં આવે, તેનું નામ નિર્ણય

કહેવાય છે. તે નિર્ણય, તત્વવિદ્યા (ફિલોસોફી)ના નિયમ અને તેના ઉપયોગદ્વારા થઇ શકે છે. તેથી હવે સૃષ્ટિનિયમ લખવામાં આવે છે.

## (સૃષ્ટિનિયમ.)

(૧) દરેક વસ્તુ આટલા પ્રકારમાંથી કોઇ પ્રકારની હોવી જોઇએ. અર્થાત્ અણુ (નાનામાં નાની, અખંડ, નિરવયવ, અમિશ્રિત) વિભુ (મોટામાં મોટી, જેનાથી અન્ય કોઇ મોટું ન હોય, અમિશ્રિત, નિરવયવ, અસીમ, આકાર રહિત) મધ્યમ (જેનાથી નાની અને મોટી વસ્તુ હોય) અનાદિ અનંત (અનુત્પન્ન, અવિનાશી) સાદિ સાંત (ઉત્પન્ન, વિનાશી) નિરવયવ (અમિશ્રિત, સ્વગત ભેદ રહિત, નિરંશ) સાવયવ (મિશ્રિત, સાંશ) સંયોગી, અસંયોગી, દ્રવ્ય, ગુણ, શક્તિ, અસર અને અવસ્થા (રચના-ગતિ-ફોર્સ) મતલબ કે, આટલા પ્રકારમાંથી કોઇ પ્રકારની હોવી જોઇએ.

(૨) બ્રહ્માંડમાં કોઇ પણ વસ્તુ નિષ્ફળ અને નિરૂપયોગી હોતી નથી.

(૩) મૂળનું મૂળ હોતું નથી. મૂળ અમૂળ હોય છે.

(૪) મૂળતત્વ વસ્તુ જેટલી છે તેટલીજ છે, અને જેવી છે, તેવીજ રહે છે. અર્થાત્ તેનો નાશ થતો નથી, તેમાં કદી ન્યૂનાધિકતા હોતી નથી-થતી નથી. તેમજ સંસર્ગકાળમાં પણ તેટલી ને તેટલીજ રહે છે. પરંતુ જેટલા કાર્યરૂપ પદાર્થ છે, તે તમામ તત્વોના સમૂહથી બને છે. અર્થાત્ જેટલાં કાર્ય (તત્વ સમૂહનું પરિણામ, અવસ્થા, રચના) હોય છે, તે તમામ ઉત્પત્તિવાન, નાશવાન તથા ન્યૂનાધિક હોય છે.

(૫) જેમ દૃષ્ટાથી દૃશ્ય, જ્ઞાતાથી જ્ઞેય, પ્રકાશથી પ્રકાશ્ય જુદા હોય છે, તેમજ જો દ્રવ્ય, ગુણ, વા શક્તિ સ્વરૂપતઃ કોઇ વસ્તુ હોય તો, ગુણીથી ગુણ, શક્તિમાનથી શક્તિ, શક્તિથી શક્તિવાનનું સ્વરૂપ જુદું હોય છે. અર્થાત્ તે ભિન્ન ભિન્ન વસ્તુ હોય છે; તેમજ દરેક તત્વ સ્વરૂપતઃ જુદાં હોય છે.

(૬) એકથી એક કાળમાં બે કાર્ય (ક્રિયા વા જ્ઞાન) થતાં નથી. તેમજ એકના એક કાળમાં બે પરિણામ હોઈ-થઇ શકતાં નથી.

(૭) જે સ્વરૂપતઃ અનાદિ હોય છે, તે સાંત (નાશ) અને જે સાદિ હોય છે, તે અનંત (અવિનાશી) હોતું નથી.

(૮) નિરવયવ, અણુ વા વિભુ વસ્તુ અપરિણામી હોય છે.

(૯) એકમાંથી અનેક, એકના અનેક, બે, એક અને એકનાં બે રૂપ હોતાં નથી. કિન્તુ અનેક કાર્ય તો, અનેકોના સંયોગ વિયોગથીજ હોય છે-થાય છે. કારણ કે જે સ્વરૂપથી એક છે, તેનો પોતાના સ્વરૂ-

પની સાથ સંયોગ હોઇ શકતો નથી. સબબ કે, તે સ્વયં એકજ છે. તેથી તે સ્વરૂપમાં અસંયોગી હોય છે. હવે જો તે એકનાં બે રૂપ, કિંવા તેમાંથી બે રૂપ થવાનું માને તો, તેનો તેના સ્વરૂપમાં સંયોગ થયો, (અર્થાત્ તે બે વા અનેક રૂપોની જુદી જુદી ક્રિયા અને પરસ્પરનો સંયોગ સ્વીકારવો પડશે, અને હશે, જો કે, વ્યાઘાત દોષગ્રસ્ત અને અસંભવ છે. તેમજ જે અનેક છે, તે પરસ્પરમાં સંયોગી હોય છે. હવે જો તે અનેકોના મળવા પછી તેને એક સ્વરૂપ (તત્વ) માને તો, અસમીચીન છે. કારણ કે, અનેક સંયોગીઓનું પરિણામ, અસંયોગીપણું હોઇ શકતું નથી. તેમજ એકથી વધારેના સંયોગવિના અનેક કાર્ય હોતાં-થતાં નથી, એવું દેખીએ છીએ. અતઃ બે, એકરૂપ કદી હોતાં નથી.

(૧૦) નિરાકાર, જેની આસપાસ ચારે બાજુ કાંઇ પણ ન હોય, અસીમ, અમૂર્ત, વિભુ વસ્તુ કોઇનું ઉપાદાન (ઘડાનું ઉપાદાન માટી, મૃતિકા પિંડ વા માટીનાં પરમાણુઓનો સમૂહ છે, અને તે ઘડાને ઉપાદેય કહે છે.) હોતું નથી—હોઇ શકતું નથી.

(૧૧) વિભુ વસ્તુ, કદી પણ પરિચ્છિન્ન હોઈ શકતી નથી.

(૧૨) પરિચ્છિન્ન વસ્તુ, કદી પણ વિભુ હોઇ શકતી નથી.

(૧૩) નિરાકાર વસ્તુમાં ગતિ અને વજન હોતાં નથી, અને સાકાર (જેની આસપાસ કાંઇ પણ હોય, સસીમ, ગતિવાન, મૂર્ત્ત, પરિચ્છિન્ન) વસ્તુમાં ગતિ અને વજન, તે બન્ને હોય છે.

(૧૪) સાકાર કાર્યનું નિમિત્ત કારણ, નિરાકાર હોઇ શકે છે. જેમકે પરમાણુઓની ક્રિયા, આકાશ-દેશવિના હોઇ શકતી નથી.

(૧૫) ઉપાદાન (પરિણામી-અવયવ-મૅટર) અને ઉપાદેય (પરિણામ-અવયવી-કાર્ય) મૃતિકા અને ઘટના સમાન એક સ્વરૂપ હોય છે. પરંતુ નિમિત્ત કારણ, મકડી અને તેના તારના સમાન (જેમ તાર રૂપ કાર્યનું ઉપાદાન કારણ મકડીનો શરીર ભાગ, અને નિમિત્ત કારણ મકડીનો જીવ છે, તેમ) કાર્યથી જુદું હોય છે.

(૧૬) કારણ વિના કાર્ય હોતું નથી, તેથી કારણ કાર્યથી પૂર્વેજ હોય છે.

(૧૭) જેવું જેનું ઉપાદાન, તેવું તેનું કાર્ય (ઉપાદેય) હોય છે. અર્થાત્ ઉપાદેયમાં, ઉપાદાન જેવી સત્તા અને ઉપાદાન જેવા ગુણ હોય છે. તેનાથી અન્યથા હોતું નથી.

(૧૮) મધ્યમ પરિમાણવાળી વસ્તુ, લચકવાળી (સંકોચ વિકાસવાન) અને પરિણામી હોય છે. જેમકે કાર્યરૂપ વિજળી, આકર્ષણ, ઇથર વગેરે છે.

(૧૯) કેવળ ઉપાદાન માત્રથી વા કેવળ નિમિત્તમાત્રથી વા અભાવથી વા સ્વયમેવ, ભાવરૂપ કાર્યની ઉત્પત્તિ હોઈ શકતી નથી.

(૨૦) સંયોગ, વિયોગ રૂપ અવસ્થા (રચના)નું નામજ ઉત્પત્તિ નાશ છે. કારણ કે સ્વરૂપથી કોઇ વસ્તુ ઉત્પન્ન નાશ હોતી નથી.

(૨૧) એકતત્વમાં બે વિરોધી ધર્મ હોતા નથી. યથા એક વસ્તુમાં જડત્વ અને ચેતનત્વ હોતું નથી.

(૨૨) સાક્ષાત્ સંબંધ તો, એક સંયોગ સંબંધજ હોય છે.

(૨૩) સત્-નિત્ય સ્વરૂપનો અભાવ, અને અસત્નો ભાવ કદી હોતો નથી.

(૨૪) જેનો કાળથી અંત હોય છે, તેનો દેશથીપણ અંત હોય છે. અર્થાત્ નાશવાન્ હોય છે.

(૨૫) બેની વચમાં કાંઇ પણ ન હોય, એવી સ્થિતિની સંયોગ સંજ્ઞા છે. અને તે સંયોગ એક અધિકરણમાં એકજ હોય છે.

(૨૬) ગુણીને છોડીને ગુણ, શક્તિવાનને છોડીને શક્તિ, બીજા દેશમાં જતાં નથી, યથા અગ્નિની દાહશક્તિ અને અગ્નિનું ઉષ્ણત્વ, અગ્નિ દેશથી ભિન્ન દેશમાં જતાં નથી.

(૨૭) ગતિ દેશ વિના હોઇ શકતી નથી.

(૨૮) હલકા અને ભારી પદાર્થની ગતિ, વિરૂદ્ધ દેશમાં હોય છે.

(૨૯) પરિચ્છિન્ન પદાર્થ કોઇને આધેય રહ્યા કરે છે.

(૩૦) ગુણ, વિજલી, સૂક્ષ્મા (ઇથર) કર્મ, શક્તિ અને સ્વભાવ તે સ્વયં કોઇનાં મૂળાધાર હોઇ શકતાં નથી. કારણ કે તે પરિચ્છિન્ન અને આધેય હોય છે.

(૩૧) બે પદાર્થ પરસ્પરમાં અર્થાત્ એક બીજાને આશ્રયે રહી શકે એવો નિયમ નથી. યથા—ઓઝરી, કલેજા, ફુફ્સ, હૃદય અને મગજ એક બીજાને આધારે રહેતાં નથી, કિન્તુ આરંભમાં અન્યનો આધાર થયા પછી પરસ્પરનાં સહાયક હોય છે.

(૩૨) નિત્ય એક તરફ ગમન હોતું નથી. યથા આ પરિચ્છિન્ન બ્રહ્માંડનો ગોળો હમેશાંથી કોઇ એક બાજુજ ચાલ્યો જાય છે, એવું નથી.

(૩૩) આ પરિચ્છિન્ન ગતિવાન્ બ્રહ્માંડને કોઇ વ્યાપક સર્વાધાર (મૂળ અધિષ્ઠાન) ની અપેક્ષા છે. તે વાત નિયમ ૨૬ વગેરેથી સ્પષ્ટ થઇ જાય છે.

(૩૪) કોઇ પણ સ્વરૂપ (પ્રાકૃતિક, અપ્રાકૃતિક, જડ, ચેતન, સૂક્ષ્મ, સ્થૂલ, સાવયવ, નિરવયવ, નિરાકાર, સાકાર, મન, પ્રકાશ, તમ, વિચાર, દ્રવ્ય, ગુણ, શક્તિ, પરમાણુ, આકાશ, અસર, છાયા, પ્રતિબિંબ, વગેરે પદાર્થ) હોય, પરંતુ એક સ્વરૂપ (વસ્તુનું સ્વરૂપ અધિકરણ અર્થાત

સ્વરૂપ)માં બીજાના સ્વરૂપનો પ્રવેશ હોઇ શકતો નથી. સ્થૂળ શબ્દમાં તેનો એવો આશય છે કે, એક દેશમાં બે વસ્તુ હોતી નથી.

(૩૫) સર્વ વ્યાપક અર્થાત્ નિરાકાર વિભુ વસ્તુ, રૂપ અને રંગ વિનાની હોય છે.

(૩૬) પરિચ્છિન્ન વસ્તુ રંગ વિનાની પણ હોય છે.

(૩૭) પદાર્થ હરકોઇ સ્થિતિમાં હોય અને કયાંહી પણ જાય, પરંતુ પૂર્વવત ક્ષેત્ર લે છે.

(૩૮) દરેક પદાર્થ એક ઉપયોગમાંથી નિવૃત્ત થઇને બીજા ઉપયોગમાં આવે છે, એવો પ્રવાહ છે.

(૩૯) ચક્ષુવૃત્તિ શરીરથી બહાર જતી નથી. અર્થાત્ મૂળ દશ્ય પદાર્થ ચક્ષુનો વિષય હોતો નથી.

(૪૦) ઉત્પત્તિ નાશવાનને તેની ઉત્પત્તિથી પૂર્વ, અને નાશ પછી સત્ વા સદસત્ કહી શકાય નહી, અને ઉત્પત્તિ નાશના અંતરગત દરમીયાની કાળમાં અસત્ વા સદસત્ માની શકાય નહી.

(૪૧) પરિણામ, અસર, ઇમ્પ્રેશન, અવસ્થા, રચના, ગતિ આ કોઇ તત્વ પદાર્થ નથી.

(૪૨) ખંડન મંડન, જેનું જ્ઞેય થઇ જાય છે, તે મુખ્ય જ્ઞાન–સ્વરૂપનું ખંડન મંડન થઇ શકતું નથી.

(૪૩) પ્રત્યક્ષ તે પોતાની સિદ્ધિને માટે આપ (સ્વયં) પ્રમાણ હોઈ શકતું નથી. એજ પ્રકારે અનુમાનાદિ પ્રમાણ વાસ્તે જાણી લેવું જોઇએ.

(૪૪) જે વાકય વિવાદ (તકરાર)નો વિષય હોય તો, શબ્દ પ્રમાણને છોડીને અન્ય પ્રકારથી નિર્ણય કરવો જોઇએ, અર્થાત્ કોઇનું કથન વા લેખ પરીક્ષાના ત્રાજવામાં ન તોળાય, ત્યાંસુધી તે તેજ પદાર્થ હશે, એમ નહીં માનવું જોઇએ.

(૪૫) કર્તવ્ય, પ્રાપ્તવ્ય અને જ્ઞાતવ્ય યથા અધિકાર હોય છે. (સર્વને સર્વ નહીં).

(૪૬) કોઇનો એક પ્રામાણિક આચાર, ઉચ્ચાર વા વિચારને લઇને, તેના બીજા આચાર, ઉચ્ચાર વા વિચાર પ્રામાણિકજ હોય, એમ માને તો, એવું હોવાનો નિયમ નથી. એ પ્રકારે એક અપ્રામાણિકના સંબંધમાં જાણવું.

(૪૭) જેનામાં જે યોગ્યતા હોય, તેમાં તે યોગ્યતાના સંબંધમાં વિશ્વાસ રાખવામાં આવે, તોજ તે વિશ્વાસને, યોગ્ય વિશ્વાસ કહેવાય છે: તેનાંથી ઈતર પ્રકારના (અન્યથા) વિશ્વાસની સંજ્ઞા, કુવિશ્વાસ વા અંધવિશ્વાસ વા અંધશ્રદ્ધા છે.

(૪૮) દૃષ્ટાંત માત્ર દેવાથી ઇષ્ટ સાધ્યની સિદ્ધિ માની જઇ શકાતી નથી.

(૪૯) બ્રહ્માંડમાં સંખ્યાથી અનંતતા નથી–અર્થાત્ જેટલાં દ્રવ્ય-ગુણાદિ છે, તેટલાંજ છે. અતઃ કોઇની અનંત ઉન્નતિ વા અનંત અવનતિ હોતી નથી.

(૫૦) ઉત્પન્ન ન થયેલાનું ઇદંરૂપથી જ્ઞાન હોઇ શકતું નથી–તેથી ભવિષ્ય કથન આધાર યોગ્ય માની જઇ શકાતું નથી.

(૫૧) કિરણો જેને સ્પર્શ કરેછે, તેનું તેવું રૂપ ધારણ કરી લે છે. યથા બિંબવત્ પ્રતિબિંબ થાય છે.

(૫૨) પ્રતિબિંબનું ઉપાદાન, કિરણો હોય છે, બિંબ નહીં. તેથી બિંબમાં પ્રતિબિંબનો લય થતો નથી.

(૫૩) મર્યા પછી મુક્તિ થાય છે, તેનો સંતોષકારક પુરાવો મળતો નથી.

(૫૪) જો જીવ, મુક્તિથી પાછો આવીને જન્મ ન લેતો હોય તો, સૃષ્ટિનો ઉચ્છેદ થવો જોઇએ. ( જો કે અસંભવ છે.) અને જો પાછો આવતો હોય તો, તે વસ્તુતઃ મુક્ત થયો એમ કહી શકાય નહીં.

(૫૫) જે વાત બુદ્ધિથી પર હોય, તેમાં મનુષ્યની ગતિ અને તર્ક હોઇ શકતાં નથી, આ માન્યતા જો ઠીક હોય તો, ઇશ્વર, મોક્ષ વગેરે ઝઘડાને છોડીને ધર્મના નાનાત્વ અને ધર્મદ્વેષનો ત્યાગ કરી દેવો જોઇએ.

(૫૬) અત્યારસુધીમાં મનુષ્ય મંડળને જેટલાં તત્વ જ્ઞાત થયાં છે, તેનાથી ઇતર અજ્ઞાતતત્વ પણ હોય, એવી સંભાવના રહેછે; તેથી જે જાણવામાં આવ્યાં છે તેજ છે, અને જેટલાં જાણવામાં આવ્યાં છે તેટલાંજ છે, તથા જે બુદ્ધિનો વિષય નથી થયો, તે નથી, એમ કહી શકાય નહીં.

(૫૭) અનિશ્ચિત–અનેકાંત વિષયમાં સમ્મતિ નહીં દેવી જોઇએ. તથા તેપર આધાર રાખવો ઉચિત નથી. અન્યથા જેમ બીજા ધર્મમાં પ્રવેશ કરવાથી પ્રવેશક અજ્ઞાનીને જ્ઞાત વા અજ્ઞાત દુઃખ થાય છે, તેવીજ દશા થશે.

(૫૮) યોગ્ય કલ્પનાદ્વારા અર્થાત્ અધ્યારોપની રીતિથી મૂળકારણ-તત્વ સ્વરૂપપર પહોંચી જઇ શકાય છે.

(૫૯) જેમ સ્વપ્ન અને તેનો નિરભિમાની દૃષ્ટા–સાક્ષીના અસ્તિત્વ પ્રકાર ( સત્તા ) માં અદ્દ્ભૂત અને અવાચ્ય અનુભવ ગમ્ય વિલક્ષણતા છે, તેવી જ રીતે પરિચ્છિન્ન અને અપરિચ્છિન્ન પદાર્થોની સત્તામાં અદ્દ્ભૂત અને અવાચ્ય અનુભવ ગમ્ય વિલક્ષણતા છે.

(૬૦) સંસ્કાર, ભાવના, વાસના, રાગ, દ્વેષ, સ્ફૂર્ણા, કામના, તૃષ્ણા અને ઇચ્છા આ સર્વ શરીરમાં રહેલી-ભરેલી કોઇ વસ્તુ (વિજલી-મનસ-બુદ્ધિ-રૂહલતીફ-અંતઃકરણ ઇત્યાદિ) નું પરિણામ-અવસ્થા છે. કારણ કે તેની ઉત્પત્તિ નાશ દેખવામાં આવે છે.

(૬૧) સમગ્ર સમ્યક્ પ્રાચીન ઇતિહાસ અને સમગ્ર સૃષ્ટિ-નિયમ જાણવાને મનુષ્ય અશક્ત છે.

(૬૨) જે મત ઘણાં માણસો સ્વીકારે છે, તે યથાર્થજ હોય, એવો નિયમ નથી.

(૬૩) જેમ બળવાન્, નિર્બળને મારે વા દબાવે, એ સૃષ્ટિનિયમ છે; તેમજ એક બીજાના હક (સ્વત્વ-સત્વ) ની રક્ષા થઈ શકે, એવી સામગ્રી હોય, એ પણ નિયમ છે.

(૬૪) ભાવના અને વિવેક બુદ્ધિની લડાઇ થતી રહે છે; તેમાંથી જેનું બળ વિશેષ હોય, તેની જય થાય છે. તેથી સર્વમાન્ય નિર્ણય થતાં સુધી કોઇના મત-પંથ-રિલીજ્યન, મજહબ વા પંથને માની લેવું ઘટિત નથી.

(૬૫) વ્યવહારની શૈલીથીજ પરમાર્થતત્વનો નિર્ણય થાય, એવો નિયમ નથી,-તેથી સત્યશોધકે, સમસ્તપક્ષના લેખ અને કથન સાંભળવાં, તથા સર્વની સાથે સત્સંગ કરવો જોઈએ. એમ કરવાથી સત્ય વસ્તુ હાથ પડી શકે છે. પરંતુ તે સત્સંગ, સવિવેક, સવિચાર, પક્ષપાત રહિત અને તટસ્થ થઇને કરવો જોઇએ. અન્યથા હાનિકારક પણ થઇ શકે છે.

(૬૬) યથાર્થમાં લોકભય રાખવો યોગ્ય નથી.

(૬૭) યથાર્થ વસ્તુમાં વિશ્વાસ રાખવાથી ઈષ્ટ ફળ અને અયથાર્થ વસ્તુમાં વિશ્વાસ કરવાથી અનિષ્ટ ફળ થાય છે.

(૬૮) કોઈમાં શુભ વા અશુભ દૃષ્ટિ થવી, તે બુદ્ધિનો વિકાર છે.

(૬૯) સમગ્ર સંસારને એક માર્ગપર ચલાવીએ, એવી અશક્ય ભાવના કરવાથી અમે ઉંચા વા મોટા કહેવાઇએ, એવું નથી-કારણ કે સૃષ્ટિનિયમ અને વિકાસક્રમથી એમ થવું વિરૂદ્ધ છે, તોપણ સૃષ્ટિનિયમ સમજાવીને, "આત્મવત્ સર્વભૂતેષુ" એવું દ્રઢ કરાવીને, યથા દેશકાળ યથા અધિકાર સચેત રહીને વર્તી શકે, એવો પુરૂષાર્થ થઇ શકે તો, કેટલું ઉત્તમ લોક લાભપ્રદ પરિણામ નીકળી શકે.

(૭૦) વિશેષજ્ઞાન, યથા અધિકાર કુદરતમાંથી મળી શકે છે.

(૭૧) જ્યાં બે વસ્તુનો સંસર્ગ હોય છે, ત્યાં એકના ધર્મની બીજામાં પ્રતીતિ થઇ જાય છે. અને જ્યાં, એક વસ્તુમાંજ બીજી વસ્તુની પ્રતીતિ

થાય, ત્યાં અજ્ઞાનાદિનિમિત્તથી પ્રતીતિ થઈ જાય છે. આ પ્રકારની પ્રતીતિને જ્ઞાનાધ્યાસ, અને આ પ્રતીતિના વિષયને અર્થાધ્યાસ કહેછે.

(૭૨) શારીરિક, માનસિક અને આત્મિક સુખપ્રાપ્તિનાં સાધન, કે જે સર્વમાન્ય હોય, કુદરત (સૃષ્ટિનિયમ) તથા મનુષ્ય મંડળ (માનવ આત્મા)ને અનુકૂળ હોય, અને પ્રતિકૂળ અર્થાત્ પરિણામમાં દુઃખપ્રદ ન હોય, તેવાં સાધનોને ધર્મ કહેછે. વ્યષ્ટિ અને સમષ્ટિના વિશેષ ધર્મ છે, તેપણ તેનાં પ્રતિકૂળ હોતાં નથી. અતએવ તેથી વિશેષ ધર્મની નિરીક્ષા થઇ જાય છે.

(૭૩) જે કોઇ કાળમાં હોય, અને કોઇ કાળમાં ન હોય, તેને નાશવાન્ કહેછે.

(૭૪) યોગ્ય વિષય વિષયીના સન્નિકર્ષ–સંસર્ગ–સંબંધને અપરોક્ષ વા પ્રત્યક્ષ કહેછે.

(૭૫) પોતાની પોતે ઉત્પત્તિ, મૂળતત્વનો અભાવ, અને કુદરતી નિયમથી અન્યથા કોઇ કરી શકતું નથી,–તેથી એકમાં સર્વ શક્તિમાનત્વનો અભાવ છે.

(૭૬) ભૂતકાળના અનાદિ પ્રવાહ અને ભાવિના અનંત પ્રવાહતું જ્ઞાન કોઇને હોઇ શકતું નથી; તેથી એકમાં સર્વજ્ઞત્વનો અભાવ છે.

(૭૭) સંસારમાં એકજ એવી વસ્તુ છે કે, જે તેનો નાશ થયા પછીજ તેની સિદ્ધિ–પ્રતીતિ થાય; તે અજ્ઞાન, ભૂલ, ભ્રમ અથવા અધ્યાસ છે; તેથી અલ્પજ્ઞ મનુષ્યે સ્વમંતવ્ય માત્રમાંજ મોહિત–દુરાગ્રહી થવું ન જોઇએ.

---

## (યુરોપીયન ફિલોસોફરોના મતનો સાર.)

જેણે નવીન રોશની જોઈ નથી; પરંતુ તેની (પશ્ચિમની રોશનીની) પ્રશંસા સાંભળી છે, એવા આર્યભ્રાતાને એ શંકા ન રહે, કે:–આર્યાવર્ત્તના પ્રચલિત ધર્મ–મત–પંથ (પુરાણી, જૈની, ઇશાની, કુરાની, ખ્રિસ્તી વગેરેનું મંતવ્ય)ને તો, ઉપરોક્ત ત્રાજવામાં તોળી શકશે; ઉપરોક્ત કસોટી (સૃષ્ટિ નિયમ) પર કસી જોશે; પરંતુ યુરોપના મત–પંથ, (વેસ્ટર્ન સીવીલીઝેશન) તો ઉચ્ચ શોધવાળા છે, અતઃ તેનો તોળ આ નિયમોમાં નહીં આવી શકતો હશે; તેથી કહેવું પડે છે કે, યુરોપ અને ગ્રીસના તો શું, કિન્તુ મનુષ્ય મંડળની પરાકાષ્ઠામાં માનેલા જે ધર્મ–મત–પંથ છે, તેનો તોળ (પરીક્ષા) આ નિયમોમાંથી પણ થઈ શકે છે. કારણ કે આ નૈસર્ગીક નિયમ છે, નહીં કે મનુષ્યકલ્પિત. તે હેતુથી અહિં ઉદાહરણમાત્ર યુરો-

પના કેટલાક ફિલોસોફરોના મત સંક્ષેપમાં લખવામાં આવે છે, કે જેથી શોધકને નિયમ પરીક્ષામાં સંયુક્ત રાખવાનો અવસર મળે.

(૧) પહેલ વહેલાં આત્મ અનાત્મ વિવેકમાં ઉતરવાવાળા યુરોપના ફિલોસોફર ડેકાર્ટનું એવું મંતવ્ય છે કે-સકળ દૃશ્ય ભ્રાંતિમાત્ર છે, એવું કેમ ન માનવામાં આવે-માન્યું જાય? બને. (શંકા) તો સર્વ શૂન્ય? (ઉત્તર) ના. કારણ કે, સર્વનો નિષેધ કરતા છતાં પણ નિષેધકર્ત્તા, નિષેધથી જુદો હોવો જોઇએ. તે આત્મા, નિદાન, ચિત્ અને જડ, બે પદાર્થ માને છે; પરંતુ ઉભયનો સંબંધ બતાવવામાં અશક્ત રહ્યા.

(૨) તેના પછી સ્પીનોઝા, સામાન્ય સત્, એવો એક પદાર્થ માનીને, સમગ્રને (જડ, ચેતન, આત્મા, અનાત્મા, જગત) તેનો વિકાર માને છે. પરંતુ એકનાં અનેક વિચિત્રરૂપ ક્યા પ્રકારે બની શકે છે, તેનો સ્પષ્ટ ખુલાસો દર્શાવી શકેલ નથી-શક્યા નહીં.

(૩) ઇંગ્લંડના તત્વચિંતક બેકનને સમષ્ટિ જગતપર નજર નાખવાની આવશ્યકતા ન જણાઇ; કિન્તુ અમુક પદાર્થપ્રતિ તેની દૃષ્ટિ હતી; તેથી સર્વોપયોગી સાયન્સની તરફ નજર ફેલાવી, અને શ્રદ્ધા તથા તર્કપર ઉતર્યા. જગત્ના મૂળ સ્વરૂપો સુધી પહોંચ્યા નહીં. તેથી તેની તત્વજ્ઞાની વા ફિલોસોફરમાં ગણના નથી.

(૪) ઇંગ્લંડનિવાસી લૉક કહે છે કે, કોઇ ધર્મી પદાર્થ છે, તેમાં બે પ્રકારના ધર્મ છે. એક તો મુખ્ય, યથા પરિમાણ અને આકૃતિ, બીજો ગૌણ, યથા રૂપ, ગંધ વગેરે ધર્મોથી જગત્ બનેલ છે. ધર્મી અજ્ઞેય છે.

(૫) બાર્કલિ એવું માને છે કે, ધર્મ ધર્મીરૂપ જગતમાંથી અધિષ્ઠાનભૂત ધર્મોને જુદાં કરીએ તો, મજકૂર ઉભય પ્રકારના ધર્મ, માનસિક આભાસની ગણનામાં આવી જાય છે. અતઃ પ્રધાન (વસ્તુગત) અને ગૌણ (ઔપાધિક) આ બન્ને ભેદોનો બાધ થઇ જાય છે. અંતમાં અનેક આત્મા, તેના ધર્મ, અને તેના ધર્મોને ઉપજાવવાવાળા (પરમાત્મા) એ પ્રકારે તત્વ માની લે છે.

(૬) અંગ્રેજ તત્વચિંતક હ્યુમ કહે છે કે, સર્વ પદાર્થ ધર્મરૂપ-આભાસ રૂપજ છે. અધિષ્ઠાન માનવાની કાંઇ જરૂર નથી. અર્થાત્ આત્મા, અનાત્મા, સર્વ આભાસરૂપ ઠર્યાં.

(૭) જર્મન ફિલોસોફર કાન્ટના હૃદયમાં તત્વસંબંધી કેટલાક પ્રશ્ન ઉઠ્યા-અંતમાં એવો નિશ્ચય કર્યો કે, આ દૃશ્ય જગત્ મારા મન (અંતઃકરણ)થી જ નિર્માણ થયું છે, તેનું તત્વ-સ્વતઃ સિદ્ધત્વ, કોઇ અજ્ઞેય, અનિર્વચનીય છે. બહારથી આવીને આપણા અંતઃકરણમાં કાંઇ પડે છે, પછી આકારને પામે છે. સારાંશ અનાત્મા, આત્માથી અત્યંત ભિન્ન નથી,

તથા આત્મા, અનાત્માનો ધર્મ સમૂહ નથી; પરંતુ અનાત્માનું સ્વરૂપ (અનાત્માનો આકાર) આત્માનું બન્યું છે. પરંતુ આ દૃશ્ય જગત્થી પર કોઈ અનિર્વચનીય સ્વતઃ સિદ્ધ પદાર્થ છે, કે જે આત્માના પ્રદેશથી બાહેર છે.

(૮) ફિસ્ટે ફિલોસોફરે એમ માનેલ છે કે, અનાત્મા, તે આત્માનો ઉપસ્થાપેલ છે. અર્થાત્ આત્મામાંથી ઉદ્ભવ થયેલ છે. બાર્કલિના સિદ્ધાંતમાં આ મનોવિલાસ દૃશ્ય જગત્નો આધાર પરમાત્મા ઉપર છે, અને ફિસ્ટેના સિદ્ધાંતમાં આ જગત્, આત્માથીજ ઉદ્ભવે છે; તેથી ફિસ્ટેનો સિદ્ધાંત વેદાંત (અદ્વૈતવાદ) નો દૃષ્ટિસૃષ્ટિવાદ વા એકજીવવાદ જેવો છે.

(૯) હેગલ નામના ફિલોસોફર, ફિસ્ટેના સિદ્ધાંતનો સિદ્ધાંત (જ્ઞાન-વાદ)ન માનીને એમ કહેછે કે, જ્ઞાન તે જ્ઞાતા ઉપરાંત જ્ઞાતાની સાથ મૂળથીજ સાપેક્ષ સંબદ્ધ જ્ઞેય પદાર્થની અપેક્ષા કરે છે. તું અને આ, ન હોય તો, હું પણ બનતો નથી–હોતો નથી. હુંને સ્થાપન કરીએ તો, તું અને આ ઉપસ્થિત થઇ જાય છે. વાસ્તે હું અને આ, એ બન્નેની વચ્ચમાં (દ્વૈતમાં) સાચું અદ્વૈત રહેલ છે.

(૧૦) ઇંગ્લંડમાં હ્યૂમ પછી જૉન સ્ટુઅર્ટમિલ થયા છે. તેનો વિષય, ન્યાય, નીતિ અને રાજ્યશાસ્ત્ર હતો. તત્વવિદ્યાનો વિષય નહોતો. તોપણ તત્વવિદ્યા પ્રસંગમાં હ્યૂમનો અનુયાયી હતો. જ્ઞેય (ભાસ) અને જ્ઞાન, આ બે સંતાનોના પ્રવાહને સ્વીકારે છે. સંતાનોની પછી અધિષ્ઠાનને સ્વીકારતા નથી. તોપણ ભાસ ઉપજાવવાની સ્થિર યોગ્યતાનું અસ્તિત્વ સ્વીકારીને આ યોગ્યતાના આશ્રયના અસ્તિત્વને અનજાણે માની લે છે.

(૧૧) ફ્રેન્ચ વિદ્વાન કૉન્ટે, જગતની પછી અધિષ્ઠાન માનતા નથી. જે છે તે, આ વિષય છે, તેજ છે. જો અધિષ્ઠાન હોત તો, અજ્ઞેય હોત નહીં. આત્મા સ્વયં પોતાને પોતાના ધર્મસહિત વા ધર્મરહિત જાણી શકતો નથી. કારણ કે, એકજ પદાર્થ કર્તા અને કર્મ, દ્રષ્ટા અને દૃશ્ય હોઇ શકતો નથી–તેથી આત્મા અને તેની આંતરસ્થિતિનો વિષયક માનસશાસ્ત્ર બની શકતું નથી. શાસ્ત્ર માત્ર બાહ્યનેજ વિષય કરેછે, નિદાન દૃશ્યમાત્રજ છે, અધિષ્ઠાન કોઇ નથી.

(૧૨) ઇંગ્લંડવાસી તત્વચિંતક હર્બર્ટ સ્પેન્સર, અધિષ્ઠાનનો નિષેધ કરતા નથી. કાન્ટની સદૃશ ભાસ અને ભાસમાન, આ બે પદાર્થ માને છે. ભાસ, જ્ઞેય પરિચ્છિન્ન અને સોપાધિક છે. ભાસમાન, અજ્ઞેય, અપરિચ્છિન્ન અને નિરૂપાધિક હોય છે, એમ માને છે.

પશ્ચિમમાં વર્તમાન કાળ વિષે, બેના સિદ્ધાંત, માનનીય છે. ૧ હર્બર્ટ-સ્પેન્સરનો અજ્ઞેયવાદ, ૨ હેગલનો વિશિષ્ટાદ્વૈતવાદ.

સત્ (અસ્તિત્વ પ્રકાર) અને ચિત્ (જ્ઞાન) વા સત્ અને અચિત્ (જડ) આ બન્ને જુદા માનવાનું બનતું નથી, કારણ કે, ઉભયની માન્યતાજ ઉભયની અભેદરૂપતા સિદ્ધ કરી દે છે. અર્થાત્ જો ચિત્ વા અચિત્ છે, તો તેને સત્ (કોઇ પ્રકારનું અસ્તિત્વ) રૂપજ માનવું પડશે. અને જો સત્ છે, તો તેનો પ્રકાશ, ચિત્ના અભેદ સંબંધ વિના હોઈ શકતો નથી. અતઃ સત્ અને ચિત્ બે રૂપ ઠરી શકતાં નથી. આ વાતને શાયદ યુરોપના ફિલોસોફરોએ ધ્યાનપર લીધેલ નથી-વા ન લઇ શકે, એમ જણાય છે.

ઉપરોક્ત તમામ મતોની તુલના અને પરિણામ, દર્શન, ઉપરોક્ત નિયમોદ્વારા થઇ શકે છે; તે સ્પષ્ટ છે. અને આ પ્રકારની સમાનતા, અસમાનતા પણ સ્પષ્ટ છે. તેથી વિશેષ ખુલાસા કરવાની જરૂર નથી.

એ પ્રકારે ગ્રીસ (યૂનાન)ના પ્રાચીન વિદ્વાન ફિલસુફ લુકમાન-ફિસાગોરસ (યવનાચાર્ય) અફલાતું (પ્લેટો) અરસ્તુ (એરીસ્ટોટલ) શુકરાત (સોક્રેટીસ) બતલીમૂસ વગેરે વગેરેના મત છે. આ અને તેનો વિશેષ અંશ, આર્યાવર્તના નૈયાયિકોથી મળે છે; તેની તુલના, પરીક્ષા અને તેનું પરિણામ-દર્શન પણ ઉપરોક્ત સૃષ્ટિનિયમની અંતરગત છે; એમ જાણી લેવું જોઇએ.

આ તત્વજ્ઞાનનો વિષય, અન્ય વિદ્યા-વિષયોની અપેક્ષા સવિશેષ દુર્ગમ-કઠિણ, અને સર્વ સાધારણને તો, પ્રાયઃ અપરિચિત-નવીન જેવો છે.

## ધર્મ સંશોધક નિયમ.

ધર્મ શબ્દનો અર્થ ધારણ, પોષણ અને સુખપ્રાપ્તિનાં સાધન-અર્થાત્ શારીરિક, માનસિક, આધ્યાત્મિક, અને સામાજિક ઉન્નતિનાં જે જે સર્વમાન્ય છે-હોય, જેનું પરિણામ દુઃખ ન હોય, તેવાં સાધનોનું નામ ધર્મ છે.

ધર્મ, મત અને પંથ, (મજહબ, સંપ્રદાય)માં બહુજ અંતર છે. ધર્મનો આધાર સૃષ્ટિનિયમોપર છે. મતનો આધાર બુદ્ધિપર, અને પંથનો આધાર કોઇના લેખ વા કથનપર, અર્થાત વિશ્વાસપર છે. સારાંશ, ધર્મ, એ, મત-પંથથી ભિન્ન છે. જે મારામારી અને ઝઘડા થયા છે, વા થઇ રહ્યા છે, તે પંથ પક્ષને લીધે થયા છે, અને થઇ રહ્યા છે. ધર્મવાસ્તે થયા નથી. કારણ કે, મનુષ્યમાત્રનો ધર્મ તો, એકજ હોય છે. પરંતુ અફસોસ! વર્તમાનમાં ધર્મ, એ વ્યવહાર અને પંથને આધિન થઇ પડ્યો છે. તેથી ધર્મનૈસર્ગિક (કુદરતી) છે; તોપણ તેનું સત્ય સ્વરૂપ સમજ-

વામાં આવતું નથી. તેટલામાટે લોકમાં ધર્મનાં લક્ષણ જુદાં જુદાં કલ્પાઇ ગયેલ છે. પ્રાચીન આર્યઋષિમુનિઓએ જે વિષય હાથમાં લીધો, તેની અન્વેષણા કરીને, તેના આદ્ય અને અંતના બન્ને કિનારા (પરિસીમા) એવા સ્થિર અને પરિપુષ્ટ કરી દીધા છે કે, સંશોધન–મિમાંસનમાં મનુષ્યની પરાકાષ્ઠાપર પહોંચાડી આપેલ છે, અને તેમાં પરિવર્તન થઇ શકતું નથી. યથા–મનુષ્યના જીવનરૂપી વિષય, જે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, તેનો આદ્ય અને અંત, અર્થાત્ ધર્મ અને મોક્ષને શોધીને એવો નિર્ણિત કરી દીધેલ છે કે, તેમાં ફેરફાર થઇ શકતો નથી–પરંતુ ભારતનું દુર્ભાગ્ય છે કે, અવિદ્યાગ્રસ્ત આર્યપ્રજાને સ્વદેશી, વિદેશી, નાના મત–પંથના સંસર્ગને લઇને, ધર્મ, એ સંશયનો વિષય થઈ પડ્યો છે. તેથી તેનો પુનઃ નિર્ણય કરવાની આવશ્યકતા થઇ ગઇ. ધર્મના સામાન્ય અને વિશેષ એ બે વિભાગ માની શકાય છે.

શારીરિક, માનસિક, આત્મિક, અને સામાજિક આ ચારે ધર્મોના, અર્થાત્ ચારે વર્ણાશ્રમના ધર્મના જે વિશેષ ભાગ છે, તેનો સમાવેશ સામાન્ય ધર્મના નિર્ણય, અંતરગત થઇ જાય છે.

(ઉપક્રમ.)

ધર્મ સંશોધક પુરૂષ એવા હોવા જોઇએ કે, જેને બંધથી શોક, અને મુક્તિથી હર્ષ ન હોય. કોઇમાં દ્વેષ દૃષ્ટિ ન હોય, સમદર્શી અને ધર્માત્મા હોય, દેશ, કાળ, વૈદ્યક, રાજ્ય, પ્રજા, વ્યવહાર, નીતિ, પરિણામ ઇત્યાદિ વિષયના અનુભવી હોય.

આ પ્રસંગપર જીજ્ઞાસુઓની પરોક્ષ શાંતિ વાસ્તે ઉપર્યુક્ત તટસ્થ સારગ્રાહી સત્પુરૂષોની એક પદ્ધતિ–શૈલીનો પ્રકાશ કરવો, અપ્રાસંગિક નથી. અતએવ જીજ્ઞાસુઓને યોગ્ય છે કે, તટસ્થ દૃષ્ટિ રાખીને નીચે લખેલી બાબતોપર પુષ્કળ ગંભિર વિચાર કરીને સારગ્રાહી બને.

જીવ, ઇશ્વર, પ્રકૃતિ, (માયા–અનાસર–પુદ્ગલ–ભૂત) બંધ, મોક્ષ, અને મોક્ષનાં સાધન, આ છ વાતોપર, તમામ મત–પંથના ઝઘડા છે. અર્થાત્ મત–પંથના ઝઘડાનું મૂળ, આ છ શબ્દ છે. આ ઝઘડામાં ન પડીને, જે વાતો આગળ દર્શાવવામાં આવશે, તેને ખૂબ વિચારવી જોઇએ.

(એક પદ્ધતિ આ છે):—

(જીવ.)

(૧) જો જીવ તત્વ સ્વરૂપ હોય, (અર્થાત્ આણુ વા વિભુ, અનાદિ અનંત, નિરવયવ, અમિશ્રિત) તો, તેના સ્વરૂપમાં કદી પણ અને

કોઇ પ્રકારથી ફેરફાર થઇ શકતો નથી. સંસર્ગ કાળમાં પણ તેવું ને તેવુંજ સ્વરૂપ રહે છે. તો પછી તે જીવના નૈમિત્તિક વા અનૈમિત્તિક કિંવા સંસર્ગજ વા અસંસર્ગજ બંધ, તથા તેવોજ મોક્ષ માનવો, અને તેવીજ બંધ નિવૃત્તિ તથા મોક્ષ પ્રાપ્તિને માટે યત્ન કરવો બનતો નથી.

(નોટ) આ ૧, ૨, વગેરે અંકોમાં જીવાદિના સંબંધમાં જે શંકા અને પરિણામ દર્શાવેલ છે, તેનું પરિણામ, "લોક, તત્વ અને ધર્મથી ભ્રષ્ટ થાય" એવું નીકળતું નથી. કિન્તુ પ્રત્યુત લોક, તત્વ અને સદ્ધર્મમાં દઢ થાય, એવું પરિણામ નિકળે છે. ન્યાય, ગણિતાદિ વિદ્યાનાં પ્રોબ્લેમ વા ડિડકશન જેવી, આ બ્રહ્મવિદ્યા-અધ્યાત્મવિદ્યા-રાજવિદ્યાનાં પ્રોબ્લેમ વા ડિડકશન વા કઠિણ પ્રશ્ન છે. જે સૃષ્ટિનિયમોનો અભ્યાસ કરશે, તે, જેણે કોઇ બ્રહ્મનિષ્ઠ-તત્વદર્શી મહાત્માની પાસે અભ્યાસ કરીને અપરોક્ષ વા પરોક્ષ શાંતિ પ્રાપ્ત (શાંતિ આભાસ) કરેલ હશે, કિંવા જે તટસ્થ, શોધક જીજ્ઞાસુ હશે, તે, આ વિષયનું સ્પષ્ટીકરણ કરીને, તત્વ અને સર્વમાન્ય સદ્ધર્મમાં દઢ થઇ શકશે.

પરંતુઃ—

**अन्धन्तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।**
**ततो भूय इव ते तमो येऽविद्यायां रताः ॥** यजु.
**कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः**
**तेऽप्यज्ञानितया नूनं पुनरायांति यांति च ॥** वि. चु.

ભાવાર્થ— જે અવિદ્યા (વિપરીત જ્ઞાન-અયથાર્થ જ્ઞાન-મિથ્યાજ્ઞાન) નો ઉપાસક છે, તે અંધકારમાં પડે છે. તેનાથી વિશેષ, જે શુષ્ક, શબ્દ જ્ઞાનમાત્રમાં આસક્ત હોય છે, તે અધિક અંધકારમાં પ્રવેશ કરે છે. (૧) જે વિષયોમાં આસકત, બ્રહ્માભિમુખ વૃત્તિ ન રાખવાવાળા, અને કેવળ બ્રહ્મ સંબંધી વાર્તા કરવામાં કુશળ હોય છે, તે પણ અજ્ઞાનીની તુલ્ય વારંવાર જન્મ મરણને પ્રાપ્ત થાય છે. (૨) આ પ્રકારનાં જે મનુષ્ય હશે, તે તો સંપાદકને નાસ્તિકાદિ પદવીનો આરોપ કરીને નિંદશે. પરંતુ તટસ્થ, સત્યશોધક જીજ્ઞાસુ સાક્ષર સારસંગ્રાહી દૃષ્ટિથી દેખશે.

(૨) જો જીવનું સ્વરૂપ પવિત્ર છે, એમ માનો, તોપણ અંક ૧ અનુસાર પરિણામ આવે છે.

(૩) જો જીવ, અતત્વ પદાર્થ હોય, અર્થાત્ લચકી (સંકોચ વિકાસવાળો-મધ્યમ-સાદિસાંત-સાવયવ-મિશ્રિત વા રસાયણી સંયોગજન્ય, પોતે પોતામાં સંયોગી) હોય તો, એવા ઉત્પત્તિ નાશવાળા જીવનો બંધ, મોક્ષ એટલે શું? કાંઇ નહીં. અતઃ તેની બંધ નિવૃત્તિ અને મોક્ષ પ્રાપ્તિ વાસ્તે મત-પંથ-સૂચિત પ્રયત્ન બનતો નથી.

(૪) જો જીવનું મૂળ સ્વરૂપ, અપવિત્ર કિંવા પવિત્રાપવિત્ર ભાવથી મિશ્રિત હોય, તોપણ અંક ૩ અનુસાર પરિણામ આવે છે.

(૫) જો જીવને ઘટાકાશવત, ઉપાધિવાળો માને, તો આકાશ નિરવયવ તત્વ હોવાથી અંક ૧ અનુસાર પરિણામ આવે છે, અને જો ઉપાધિ અંશને જીવ માને, તોપણ અંક ૧ અને ૩ અનુસાર અને જો ઉભય મિશ્રિતરૂપ માને, તોપણ અંક ૧ અને ૩ અનુસાર પરિણામ નીકળે છે.

(૬) જો જીવને ઇશ્વરનો અંશ, માને, તો બને નહીં. કારણ કે, ઇશ્વરવાદી, ઇશ્વરને અખંડ, એકરસ, માને છે. તથાપિ કોઇ પક્ષને લઇને અંશરૂપ માને, તોપણ અંક ૧ અને ૨ અનુસાર પરિણામ આવે છે. કારણ કે, ઇશ્વર પવિત્ર, અબદ્ધ અને નિર્દોષ છે. અતઃ તેનો અંશ પણ તેવોજ હોવો જોઇએ.

(૭) જો જીવને ઇશ્વરનું સ્ફુરણ, ઇશ્વરની શક્તિ, ઇશ્વરનો ગુણ, ઇશ્વરનો શ્વાસ, વા ઇશ્વરની આજ્ઞારૂપ છે, એમ માને તો, સિદ્ધ થતું નથી. તથાપિ કોઇ પક્ષકારની રીતિથી તેવો માને, તોપણ અંક ૧ અને ૨ અનુસાર પરિણામ નીકળે છે. કારણ કે, ઇશ્વર તત્વ સ્વરૂપ, અને શુદ્ધ છે, તો તેનાં સ્ફુરણાદિ પણ તત્વસ્વરૂપ અને શુદ્ધ તથા પવિત્ર હોવાં જોઇએ. અતઃ તેને બંધ, મોક્ષ કહેવું બને નહી.

(૮) જો જીવને ઇશ્વરનો અવતાર માને, તોપણ અંક ૭ અનુસાર પરિણામ આવે છે.

(૯) જેમ એક દીપકથી બીજો દીપક થાય છે, તેમ ઇશ્વરરૂપ દીપકથી જીવ થાય છે, એમ માને, તો એ પક્ષ સિદ્ધ થતો નથી. તથાપિ કોઇ પક્ષકારની રીતિથી એમ માની લઇએ, તો જો નવીન દીપકને તત્વ પવિત્ર માને, તો અંક ૧ અને ૨ અનુસાર પરિણામ આવેછે, અને જો દીપક સમાન મધ્યમ માને તો, અંક ૩ વા ૭ અનુસાર પરિણામ નીકળે છે.

(૧૦) જો જીવને ઇશ્વરનો આભાસ, પ્રતિબિંબ વા છાયારૂપ માને, તો તે વાત સિદ્ધ થતી નથી. તથાપિ કોઇ પક્ષકારની દૃષ્ટિથી તેવું માની લઇએ, તોપણ અંક ૩ અનુસાર પરિણામ આવેછે. કારણ કે, આભાસાદિ પ્રકૃતિનાં કાર્ય છે. અર્થાત્ કિરણોથી ઉત્પન્ન થયેલ છે, સાવયવ તથા સાદિસાંત છે.

(૧૧) જો જીવ ભ્રાંતિરૂપ છે, એમ માને તો, તેનાં બંધ, મોક્ષ પણ ભ્રાંતિ ( ભ્રમ-વહેમ )રૂપ માનવાં પડશે. કોઇ જ્ઞાન સ્વરૂપ બ્રહ્મ વા

સર્વજ્ઞ ઇશ્વરને તો, ભ્રાંતિ થવી અસંભવ છે. તો પછી જેને ભ્રાંતિ છે, તે ભ્રાંતિજ છે. તેથી તેનો બંધ, મોક્ષ કહેવો બનતો નથી.

(૧૨) જો આત્મા (બ્રહ્મ-ઇશ્વર)માં પ્રકૃતિનાં સુખ દુઃખાદિ પરિણામ પ્રતિબિંબિત થાય છે, તેથી તેની જીવ સંજ્ઞા છે, એમ માનીને, તેવા બંધ( પ્રતિબિંબિત થવું )ની નિવૃત્તિ કલ્પીએ, તો બને નહીં. તથાપિ કોઈ પક્ષકારની રીતિથી એમ માની લઇએ, તોપણ અંક ૧૧ અનુસાર પરિણામ આવે છે. કારણ કે આત્મા, તો અંક ૧ અને ૨ અનુસાર તત્વસ્વરૂપ, શુદ્ધ અને અસંગ માનો છો, તેથી આત્મામાં પ્રતિબિંબિત જે સુખ દુઃખાદિ, તે આત્માનાં નથી. અર્થાત્ ભ્રાંતિ વા અવિવેકથી આત્મામાં દુઃખ સુખાદિ માનો છો, અતઃ અંક ૧૧ અનુસાર પરિણામ આવે છે. તદ્વત આત્મામાં દુઃખ સુખાદિની જે પ્રતીતિ થાય છે, તે ભ્રાંતિરૂપ છે, એમ માને, તોપણ અંક ૧૧ અનુસાર પરિણામ આવેછે.

(૧૩) જો જીવને સ્વયં નવીન ઉત્પન્ન વા અભાવજન્ય માને, તો સિદ્ધ થતું નથી, તથાપિ કોઇ પક્ષકારની રીતિથી એવો સ્વીકાર કરી લઇએ, તોપણ ઉત્પત્તિ નાશવાન હોવાથી-થવાથી અંક ૩ અનુસાર પરિણામ આવે છે. અને અભાવરૂપ માનવાથી અંક ૧૧ અનુસાર પરિણામ નીકળી આવે છે.

(૧૪) જો જીવને ઇશ્વરનો બનાવેલ માને, તો, તેણે જીવને જેવી યોગ્યતાવાળો બનાવ્યો, જેવાં સાધન દીધાં, અને જેવી સ્થિતિમાં નાંખ્યો, તથા જેવી યોગ્યતા બક્ષી, તે અનુસાર જીવને વર્તવું પડે છે. તેથી જીવ જવાબદાર ઠરતો નથી. અર્થાત્ તેના બંધ, મોક્ષની જવાબદારી ઇશ્વર ઉપર છે; વાસ્તે જીવ લાચાર છે. જો એમ માની લઇએ કે, ઇશ્વરે જીવને બનાવીને માર્ગ બતાવ્યો છે, વાસ્તે જીવ જવાબદાર છે, તે પણ બનતું નથી. કારણ કે, શક્તિમાન ઇશ્વરની પવિત્ર ઉત્તમ ઈચ્છા અને આજ્ઞા ઉલ્લંઘન કરવાને જીવ શક્તિમાન્ નથી-તેમજ જીવમાં જે યોગ્યતા છે, તે ઇશ્વરદત્ત છે. અર્થાત્ ઇશ્વરની આજ્ઞા ઉલ્લંઘન કરી શકે વા ન કરી શકે, કિંવા શુભ કર્મ કરે, વા અશુભ કર્મ કરે, વા ઉભય કર્મ કરે, આ સર્વ વાતોનો આધાર, યોગ્યતા અને જેવી સ્થિતિ સંબંધમાં આવ્યો, તે સ્થિતિપર નિર્ભર છે. અને તે યોગ્યતા તથા સ્થિતિ (સંસર્ગ-સામગ્રી) ઇશ્વરદત્ત છે, તેથી ઇશ્વર જવાબદાર ઠરે છે.

(૧૫) જો જીવ, ક્ષણિક પરિણામી સ્વભાવવાન છે, તો સદૈવ ક્ષણિક પરિણામી હોવાથી, મોક્ષને પાત્ર થઇ શકતો નથી-તથા મધ્યમ હોવાથી અંક ૩ અનુસાર પરિણામ આવે છે.

(૧૬) જો જીવ વિકાસક્રમ આધીન છે, તો સ્વતંત્ર પુરૂષાર્થ કરવામાં લાચાર છે. અર્થાત્ જો વિકાસક્રમ ઇશ્વરેચ્છાધીન છે, તો અંક ૧૪ અનુસાર પરિણામ આવે છે, અને જો વિકાસક્રમ સ્વાભાવિક છે, તો વાયુ આદિ સમાન યથા સામગ્રી સંયોગ વર્તવું પડે છે. તેથી જીવ જવાબદાર થઇ શકતો નથી. તેમજ જો જીવરૂપ, તત્વરૂપ છે, તો વિકાસક્રમ તેનાપર અસર કરી શકતો નથી. (અંક ૧ યાદ કરો.) અને જો અતત્વરૂપ છે, તો બંધ, મોક્ષને પાત્ર ઠરતો નથી. (અંક ૩ યાદ કરો.)

(૧૭) ઇત્યાદિ–નિદાન જીવને માનતાં છતાં પણ, પૂર્વોક્ત પરિણામ નીકળવાથી બંધ, મોક્ષના ઝઘડામાં મનને રોકવાની, વા તે સંબંધી ઝઘડામાં પડવાની, કિંવા તે વિષયમાં કાળ, દ્રવ્ય વ્યય કરવાની અગત્ય નથી–અને શાંતિ પરિણામ આવે છે.

(ઇશ્વર.)

(૧૮) જો ઇશ્વર વિભુ છે, તો એકરસ, અચ્છેદ્ય હોવો જોઇએ. તેથી તેમાં કોઇ પ્રકારનો ગુણ વા શક્તિસંજ્ઞક પદાર્થના સ્વરૂપનો પ્રવેશ હોઇ શકતો નથી. તથા તેની આસપાસ ચારે બાજુ દેશ નહીં હોવાથી તેમાં ગતિ હોઇ શકતી નથી. તેથી જીવોના વ્યાપાર દરમીયાનમાં આવી શકતો નથી. અને પરિણામ પામી શકતો નથી–તેમજ જ્યારે તેનું વિભુ સ્વરૂપ માન્યું, તો તેમાં દશ્ય જગતનો પણ પ્રવેશ બની શકતો નથી, અર્થાત્ જગતની સિદ્ધિ થઇ શકતી નથી–તેથી બંધ મોક્ષમાં પ્રવૃત્તિ થઇ–હોઈ શકતી નથી–અને જો આ દશ્ય, ઇશ્વર સ્વરૂપ છે, એમ માનીએ-તો દશ્ય જગત્, ગતિવાન્, પરિણામી દેખવાથી ઇશ્વરનું સ્વરૂપ, એક. રસ, વિભુ છે, એમ માની શકાશે નહીં. તથાપિ જો જગતને, ઇશ્વર સ્વરૂપ માનીએ, તોપણ અંક ૨ વા ૪ વા ૭ અનુસાર પરિણામ આવે છે. અર્થાત્ બંધ, મોક્ષ માની શકાતો નથી.

(૧૯) જો ઇશ્વર, અણુ વા મધ્યમ સ્વરૂપ હોય તો, પરિચ્છિન્ન હોવાથી સર્વજ્ઞ નહીં ઠરશે, અને મધ્યમ હોવાથી નાશવાન્ ઠરશે–સારાંશ પરિચ્છિન્ન માનવાથી અસમર્થ અને અલ્પ હોવાથી વ્યવસ્થાપક અને ઉપાસ્ય માની શકાશે નહીં–જો ઇશ્વર પરિચ્છિન્ન છે, પરંતુ દીપક પ્રકાશ સમાન તેની સત્તા જગતમાં વ્યાપક છે, એમ માનીએ, તો બને નહીં. કારણ કે સત્તા, પોતાના સત્તાવાનથી ભિન્ન દેશમાં રહેતી નથી. તથાપિ કોઈ પક્ષકારની રીતિથી, એમ માનીએ, તોપણ તે સત્તા મધ્યમ પરિમાણવાળી હોવાથી પ્રકાશના સમાન નાશવાન્ ઠરશે. અને અસર્વજ્ઞતાદિ દોષ આવશે.

(૨૦) જો ઇશ્વર પરિચ્છિન્ન અને અનેક છે, તથા તેના અનેક દેવતા કાર્યભારી છે, એમ માનીએ, તો ઇશ્વરમાં અશક્તિમાનત્વ, અસર્વજ્ઞતાદિ દોષ, અને પોતપોતાની સૃષ્ટિના જીવોની સામગ્રી ભોગવાસ્તે, કિંવા જીવોનાં કર્મભોગવાસ્તે એક બીજાની સૃષ્ટિમાં જવું પડે છે, તે સંબંધમાં પરસ્પર ઈશ્વરોમાં અને દેવતાઓમાં ઝઘડા અને સૃષ્ટિની અવ્યવસ્થા માનવી પડેછે. પરંતુ વ્યવસ્થા તો દેખીએ છીએ, તેમજ કોનો ઇશ્વર, કોનો ઉપાસ્ય, તેનો નિર્ણય નહીં થઈ શકવાથી તેની ભક્તિ ત્યાજ્ય થશે. કારણ કે, તે પરિચ્છિન્ન અપૂર્ણ છે. અતઃ ભક્તિના ઝઘડામાં પડવું નહીં જોઇએ. તેમજ પરિચ્છિન્ન ( અણુ વા મધ્યમ ) માનવાથી અંક ૧૯ અનુસાર પરિણામ આવેછે.

(૨૧) જો ઇશ્વર, જગતને લીલારૂપથી રચેછે, અને સ્વયં જગતરૂપ થઇ જાય છે, કિંવા પોતાની ઇચ્છાથી અભાવમાંથી જગત ( જીવ, પ્રકૃતિ) ને બનાવે છે, અને અન્યથા પણ કરેછે, ( અર્થાત્ જેમ મરજીમાં આવે, તેમ કરે છે ) એમ માનીએ, તો જીવ જવાબદાર થઇ શકતો નથી. ( અંક ૧૪ યાદ કરો. અને જીવનો બંધ મોક્ષ માનવાની આવશ્યકતા રહેતી નથી. )

(૨૨) જો ઈશ્વર, સ્તુતિ, પ્રાર્થનાથી પ્રસન્ન થાય છે, એમ માનીએ, તો ખુશામદી હોવાથી ન્યાયી અને પૂજ્ય માની શકાશે નહી. અર્થાત્ પાપી અને પુણ્યાત્મા ઉભયને એક પરિણામ માનવું પડશે.

(૨૩) જો માયાવિશિષ્ટ વ્યક્તિ નામક ઇશ્વર માનીએ, તો જગત્ અને જીવ, આ બન્ને માયાભાગ હોવાથી, જીવ, બંધ મોક્ષને પાત્ર ઠરી શકતો નથી.

(૨૪) જો ઇશ્વરને આભાસ, પ્રતિબિંબ અથવા છાયારૂપ માનીએ, તો પ્રકૃતિનું કાર્ય, અને મધ્યમજ નાશવાન્ ઠરશે. ( અંક ૩ અને ૧૦ યાદ કરો. )

(૨૫) જો ઇશ્વર પ્રતીતિ, વા ઇશ્વરને માનવું ભ્રાંતિરૂપ છે, એમ માનીએ, તો તેવો ઇશ્વર માનવાની આવશ્યકતા રહેતી નથી.

(૨૬) જો ઇશ્વર નથી, એમ માનીએ, તો બને નહીં-કારણ કે, અન્યોઅન્ય આશ્રયની અસિદ્ધિ છે. તો આ પરિચ્છિન્ન, ગતિમાન્, સનિયમ વિચિત્ર કાર્યરૂપ જગતનું કોઇ વિભુ-પૂર્ણ અને સ્વયંભૂ અધિષ્ઠાન આધાર તથા વ્યવસ્થાનું નિમિત્ત તો, હોવું જોઇએ. નહીં તો, ગતિ વગેરે કાર્ય, સનિયમ ગતિ બુદ્ધિપુરઃસર રચના રૂપ કાર્ય, સનિયમ વિચિત્ર કાર્ય હોઈ શકે નહીં.

(૨૭) જો ઇશ્વરને વિરૂદ્ધ ધર્માશ્રયી અને અન્યથા કર્તા માનીએ, તો સિદ્ધ થતું નથી-તથાપિ કોઇ પક્ષકારની દૃષ્ટિથી તેવો પણ માની લઇએ, તો જીવ, કર્મોનો જવાબદાર અને બંધ મોક્ષને પાત્ર ઠરતો નથી. કારણ કે, સારાને ખરાબ, અને બુરાને સારૂં ફળ મળવું, અર્થાત અન્યથા કરવું, તે વિરૂદ્ધ ધર્મવાન્ ઈશ્વરની ઇચ્છાપર નિર્ભર છે.

(૨૮) જો જીવ, (ઇશ્વરનો અંશ) જ ઇશ્વર બને છે, અર્થાત્ વિકાસક્રમ, (દરેક પદાર્થ ઉન્નતિપર જાય છે, તેનું નામ વિકાસક્રમ-ઉત્ક્રાંતિવાદ) અનુસાર, વા તે પુરૂષાર્થે કરીને ઇશ્વર બને છે, એમ માનીએ, તો તે થિયરી સિદ્ધ થતી નથી; તથાપિ કોઇ પક્ષકારની દૃષ્ટિથી એવો સ્વીકાર પણ કરી લઇએ, તોપણ જ્યારે ત્યારે બાકી રહેલ જીવ, (ઇશ્વરનો અંશ) ઇશ્વરરૂપ થવાપર સૃષ્ટિનો ઉચ્છેદ માનવો પડશે, જો કે અસંભવ છે.

(૨૯) જો એમ માની એ કે, ઇશ્વરનો અંશ, જીવરૂપ થઇને, પોતાની શક્તિનો ઉદ્‌ભવ કર્યા પછી ઇશ્વર સ્વરૂપ થાય છે, તો તે પણ બનતું નથી-અને જીવ પ્રસંગાનુસાર દોષ આવે છે, તથા સૃષ્ટિનો ઉચ્છેદ માનવો પડે છે, જો કે અસંભવ છે.

(૩૦) જો કોઈ ઇશ્વર, એક, સત્ અને અનાદિ છે, એમ માનીએ, તો સૃષ્ટિનિયમ પણ અનાદિ માનવા પડશે. તથા ઇશ્વરનો ન્યાય, વગેરે ગુણ સ્વભાવ પણ અનાદિ, અને ઉપયોગી સ્વીકારવું પડશે. જ્યારે એમ છે, તો જીવને સૃષ્ટિ નિયમાનુસાર વર્તન કરવાપર યથાકર્મ, ફળ પ્રાપ્ત થવું જોઇએ. તોપણ ઉપરોક્ત જીવના તત્વ, અતત્વ, પ્રસંગ અંક ૧૩ તથા અંક ૧૮ અનુસાર પરિણામ આવે છે.

(૩૧) જો ઇશ્વર કોઈને કોઈ પ્રકારથી જીવને ઉપદેશ કરીને સદસત માર્ગ બતાવે છે, એમ માનીએ, તો ઈશ્વરના સર્વ શક્તિમાનત્વનો ભંગ થાય છે. કારણ કે, ઇશ્વરપર ફરજ છે કે, પોતાના સામર્થ્યથી જીવોના ઉપકારાર્થે જીવોને ઉલટે રસ્તે ન જવા દે. કારણ કે તેમ કરવામાં તે સમર્થ છે. પરંતુ જીવોને કુમાર્ગમાં જતાં દુઃખી દેખીએ છીએ. તેથી એ પરિણામ આવે છે કે, યા તો ઇશ્વર સર્વ શક્તિમાન નથી, વા તો દયાળુ નથી; વા તો જીવ, તેની ઇચ્છા વિરૂદ્ધ વર્તવાને શક્તિમાન છે, વા તો નિકૃષ્ટ કર્મ કરીને દુઃખ પામે, એવી સામગ્રી રચવાવાળો ઈશ્વર નિર્દય છે. અર્થાત્ (અંક ૧૮, ૨૧, ૨૭ અનુસાર પરિણામ આવે છે.) લોકમાં જે જે ઇશ્વર ઉપદેશ કહેવાય છે, તે સર્વજ્ઞોના ઉપદેશ એક બીજાથી વિરૂદ્ધ પણ દેખીએ છીએ; તેથી તે ઉપદેશોને, ઇશ્વર વા કોઇ સર્વજ્ઞોનો ઉપદેશ માનવામાં બાધ આવે છે. અર્થાત્ તેનાથી વિશ્વાસ કરવાની ઉપેક્ષા કરવી પડે છે.

(૩૨) ઇત્યાદિ–ઇશ્વર પ્રસંગ વિચારવાથી પણ સંતોષ રહે છે.

## ( મોક્ષ. )

(૩૩) જો મોક્ષ કોઇ એક પદાર્થ હોય તો, તેને પ્રાપ્ત કરવા-સ્વાધીન રાખવા-ભોગવવાને માટે, મુક્ત જીવો વિષે પરસ્પરમાં તકરાર થવાથી શાંતિનો અભાવ થશે. અને મોક્ષ સંયોગી હોવાથી તેનો વિયોગ પણ માનવો પડશે. અતઃ પ્રવૃત્તિ યોગ્ય નહીં થશે.

(૩૪) જો મોક્ષ કોઇ અવસ્થા, વા સંસર્ગજ સ્થિતિ, વા નૈમિત્તિક સ્થિતિ હોય તો, સાદિ હોવાથી સાંત–નાશવાન્ થશે. અતઃ પ્રવૃત્તિનો વિષય નહીં થશે.

(૩૫) જો બંધ પછી મોક્ષ, અને મોક્ષ પછી બંધ, એ અનુસાર પ્રવાહ હોય તો, અર્થાત્ મોક્ષથી આવૃત્તિ થતી હોય તો, તેને મોક્ષ કહી શકશું નહીં. કિન્તુ એક નાશવાન અવસ્થા છે. અને અંક ૩૪ વત પરિણામ આવશે.

(૩૬) જો મોક્ષથી અનાવૃત્તિ ( મોક્ષથી જીવ પુનઃ જન્મ મરણમાં ન આવે એવું ) માનીએ, તો જ્યારે ત્યારે જીવોનો અંત આવવાથી સૃષ્ટિનો ઉચ્છેદ માનવો પડશે; કે જે અસંભવ છે. કારણ કે જીવાદિ કોઇ પણ વસ્તુ સંખ્યાથી અનંત હોય, એમ સિદ્ધ થતું નથી–અર્થાત્ જેટલી છે, તેટલીજ છે; અતઃ અનાવૃત્તિ બનતી નથી.

(૩૭) જો મોક્ષ પ્રાપ્તિ, વિકાસક્રમ આધીન માને, તોપણ સૃષ્ટિનો ઉચ્છેદ થવો જોઇએ, કારણ કે, જેને વિકાસક્રમ લગાવવાને–લાગવાને સ્વીકારે છે, તે વસ્તુ વા અંશ સંખ્યાથી અનંત નથી.

(૩૮) જો મોક્ષ અજ્ઞાન વા ભ્રમરૂપ હોય, તો મોક્ષ પ્રાપ્તિજ એ શું ? કાંઇ નહીં.

(૩૯) જો પરોપકારાર્થે મુક્ત પુરૂષ, સ્વેચ્છાથી જન્મ લે છે, તેથી સૃષ્ટિનો ઉચ્છેદ નહીં થશે, એમ માનીએ, તોપણ સર્વ મુક્ત થયા પછી કોઇના ઉપકાર વા કોઇને અર્થે જન્મ લેવાતું બનશે નહીં. અર્થાત્ સૃષ્ટિનો ઉચ્છેદ થશે, કે જે અસંભવ છે.

(૪૦) જો મોક્ષ નથી, વાસ્તે તત્પ્રાપ્તિ અર્થે પ્રવૃત્તિ કરવી નહીં જોઇએ; એમ માનીએ, તોપણ બને નહીં. કારણ કે, જીવોની યોગ્યતા ( બુદ્ધિ યંત્રાદિ ) જીવનો સ્વભાવ, સંસ્કાર, સૃષ્ટિનિયમ, અને તેની યોગ્યતા વશ સ્વભાવતઃ અગમ્ય, મોક્ષ અને જીવાદિના સ્વરૂપ નિર્ણય થવા તથા જાણવાને લીધે પ્રવૃત્તિ થાય છે, કિંવા કોઇની કલ્પનાનો અંત ( સત્યાસત્ય વસ્તુ સ્થિતિ ) જાણવાની રૂચી થાય છે.

(૪૧) ઇત્યાદિ પ્રકારે સાલોક્ય, સાયુજ્ય, સામીપ્ય, સારૂપ્ય, સાષ્ટિતા, અને સ્વર્ગાદિ વાસ્તે કલ્પના કરી લેવી જોઇએ.

નિદાન મોક્ષ પરિણામ વિચારતાં પણ શાંતિ પરિણામ આવી જાય છે. નિદાન એવો પ્રવાહ હોવાને લીધે આ ઝઘડાથી ઉપેક્ષા કર્તવ્ય થઇ જાય છે.

## (મોક્ષનાં સાધન.)

(૪૨) કર્મ નામક સાધનથી મોક્ષ થતો હોય તો, કર્મ સાદિ હોવાથી, તેનું અનંત ફળ હોતું નથી–વાસ્તે મુક્તિથી આવૃત્તિ માનવીજ પડે છે. અર્થાત્ તે મોક્ષજ નથી.

(૪૩) ઉપાસના ભક્તિથી મોક્ષ પ્રાપ્તિ (સાલોક્ય, સારૂપ્ય, સામીપ્ય, સાયુજ્યાદિ રૂપ થવું) માનીએ, તોપણ કર્મજન્ય મોક્ષાનુસાર (અંક ૪૨ પ્રમાણે) પરિણામ આવેછે. કારણ કે, તે અભ્યાસ સાદિ છે, તેમજ આ પ્રકારે સમસ્ત જીવોને મોક્ષ થઇ જવાથી સૃષ્ટિનો ઉચ્છેદ થવો જોઇએ; કે જે અસંભવ છે.

(૪૪) જો ચિત્ત નિરોધદ્વારા મોક્ષ થવો માનીએ, તો પૂર્વોક્ત અંક ૧ વા ૩ વા ૪૩ અનુસાર પરિણામ આવે છે.

(૪૫) જો ઈશ્વરના જ્ઞાનથી મોક્ષ થાય છે, એમ માનીએ તો, એવું જ્ઞાન થયું કે, આ ઇશ્વર છે, એવો ઇશ્વર છે, એવું જ્ઞાન થવાથી મોક્ષ અર્થાત્ શું? કાંઇ નહીં. જો તદાકાર લીન રહેવાને મોક્ષ માનીએ, તો નિત્ય એમ થવું અસંભવ છે. કારણ કે, જ્યારે ત્યારે સર્વ જીવ તેવા થઈ જવાથી સૃષ્ટિનો ઉચ્છેદ થશે, કે જે અસંભવ છે. તથા જીવના અન્ય યોગ્યતાદિના ઉપયોગાર્થ ત્યાંથી નિવૃત્તિજ થવી જોઇએ.

(૪૬) જો પદાર્થ(ઇશ્વર-જીવ-પ્રકૃતિ)ના જ્ઞાનથી મોક્ષ થવો માનીએ, તો બને નહીં. કારણ કે, અજ્ઞાનથી જે બંધ હોય, તે બંધ, જ્ઞાનથી નિવૃત્ત હોઇ શકે છે. પરંતુ બંધ (જન્મ, મરણ, દુઃખ સુખાદિ) તો, સત્ય પ્રતીત થાય છે. તેથી જ્ઞાનથી તેની નિવૃત્તિ થઇ શકતી નથી. અને જો બંધ સત્ય નથી, કિન્તુ મિથ્યા છે, એમ માનીએ, તો મિથ્યાની નિવૃત્તિ, એટલે શું? કાંઇ નહીં. તેને બંધ કહી શકશું નહીં. તથા જો મોક્ષ પણ તેવોજ મિથ્યા હોય તો, તેવા મોક્ષને વાસ્તે કર્મ વા ઉપાસના વા જ્ઞાન કરવું વ્યર્થ છે.

(૪૭) જો જીવ બ્રહ્મની એકતાના જ્ઞાનથી મોક્ષ થાય છે, એમ સ્વીકારીએ તો, જો જીવ અનાદિ હોય, ત્યારે તો, મોક્ષથી અનાવૃત્તિ થવાના કારણથી સૃષ્ટિનો ઉચ્છેદ થવો જોઇએ, કે જે અસંભવ છે. તથા

એકને તેવું જ્ઞાન થવાથી, સર્વ જીવોને તેવું જ્ઞાન અને સર્વની મુક્તિ થઇ જવી જોઇએ. કારણ કે બ્રહ્મ એકજ છે. પરંતુ એવું દેખતા નથી. અને જો જીવ, ઉત્પત્તિ નાશવાન્ અર્થાત્ સાદિ હોય તો, બ્રહ્મની સાથ તેની એકતા કહેવીજ બનતી નથી-કારણ કે બ્રહ્મ અનાદિ અનંત છે, તેમજ જો જીવ કર્તા, ભોક્તા છે, અને જે બ્રહ્મ, સર્વથા અકર્તા, અભોક્તા છે, તે તેનું સ્વરૂપ હોઈ શકે નહીં. અને જો જીવ અકર્તા, અભોક્તા હોય તો, તે બંધ મોક્ષને પાત્ર નથી ઠરતો. અને જો બ્રહ્મમાં જીવત્વની ભ્રાંતિ (બ્રહ્મને વા અન્યને) છે, એમ માનીએ તો, જીવ બ્રહ્મની એકતા, એ કથનજ બનતું નથી-તથા જો બ્રહ્મને અનાદિકાળથી ભ્રાંતિ છે, તો તેનું નિવર્તક નિમિત્ત નહીં મળવાથી ભ્રાંતિનો અભાવ નહીં થશે. અને જો બ્રહ્મથી ઇતરને, બ્રહ્મ, જીવ છે, એવી ભ્રાંતિ હોય તો, "જીવ બ્રહ્મ એક છે" એવો પક્ષજ બનતો નથી.

(૪૮) જો પોતાનું જ્ઞાન થવાથી મુક્તિ થાય છે, એમ માનીએ, તો દૃષ્ટાથી દૃશ્ય, જ્ઞાતાથી જ્ઞેય, અને પ્રકાશથી પ્રકાશ્ય ભિન્ન ભિન્ન હોય છે, એ નિયમાનુસાર પોતાને પોતાનું (સ્વયં) જ્ઞાન થવું બનતું નથી.•તથાપિ જો હઠથી તેવું માની લઇએ, તો જે પોતાનો જ્ઞાતા (જીવાત્મા વા બ્રહ્મ છે, તે સાવયવ એટલે દૃષ્ટ ભાગ, દૃશ્ય ભાગ, તે બન્ને અવયવ વાળા) અર્થાત્ નાશવાન માનવો પડશે. અને જો પ્રકાશ સમાન, સ્વપ્રકાશ સ્વરૂપ માનીએ, તો પોતાનું જ્ઞાન થવું, એ મંતવ્યજ બનતું નથી.

(૪૯) જો વિકાસ ક્રમાનુસાર કિંવા સ્વાભાવિક મોક્ષ થાય છે, એમ માનીએ, તો મોક્ષ પ્રાપ્તિ અર્થ સાધન કરવાની આવશ્યકતા રહેતી નથી- અર્થાત્ જેમ તેમ, જ્યારે ત્યારે સ્વયં મોક્ષ થઈ જશે. સાધનોના ઝઘડાથી ઉપેક્ષા કર્તવ્ય છે. અને જો કોઇ જો કાંઇ (ચોરી, ખૂન વગેરે) કરે છે, તે થવા યોગ્યજ કરે છે, એમ માનવું પડશે. નિદાન આ થિયરીને માન આપવાથી પરિણામમાં પ્રજાને મહાન કષ્ટ પ્રાપ્ત થશે.

(૫૦) જો પદાર્થના જ્ઞાન-વિજ્ઞાનને મુક્તિનું સાધન માનીએ, તો મુક્તિજ, વાસના( મોક્ષેચ્છા તેની પ્રાપ્તિ અર્થ સાધનના ઝઘડામાં પડવું )-નો અભાવ થઈ જશે. આ વાત, ઉપર વિવેચન કરેલ, જીવ અને મોક્ષ પ્રસંગ વિચારવાથી સ્પષ્ટ થઇ જાય છે.

(૫૧) જો જીવને ગમે તેવો ( તત્વ વા અતત્વ વા મિશ્રિત વગેરે ) માનીએ, પરંતુ અપૂર્વ પ્રકારથી અને અપૂર્વરૂપ દુઃખ સુખ થાય છે; તે દૃષ્ટ દુઃખની નિવૃત્તિ અને સુખ પ્રાપ્તિ અર્થે, કિંવા આગામી દુઃખ પ્રતિબંધાર્થે પ્રયત્ન કરવો જોઇએ, તેનું નામ મોક્ષનું સાધન છે, એમ

માનીએ, તો જો જીવ તત્ત્વરૂપ હોય તો, તેને દુઃખ સુખ, વા તેની દુઃખ સુખરૂપ અવસ્થા હોઈ શકતી નથી–(અંક ૨ યાદ કરો.). પરંતુ સુખ દુઃખ થવું, તે સર્વને ગમ્ય છે. અતઃ જેને દુઃખ સુખ છે, તેની સુખ દુઃખ અવસ્થા છે, તે અતત્ત્વરૂપ છે, એવું માનવાથી અંક ૩ અનુસાર પરિણામ આવે છે; કારણ કે, દુઃખ સુખનો ભોક્તા અને દુઃખ સુખાદિ આગમાપાયિ હોય છે, ઉત્પન્ન નાશવાન હોય છે, શરીરધારી માત્રને હોવું જોઇએ; અને તેની આત્યંતિક નિવૃત્તિ થવી અસંભવ છે; તેમજ જીવ, ઇશ્વર, મોક્ષાદિના ઝઘડામાં પડવાથી તેની નિવૃત્તિ થતી નથી; કિન્તુ તે તેના યોગ્ય દષ્ટ ઉપાયોથી તે દુઃખની નિવૃત્તિ, અને તેવા સુખની પ્રાપ્તિ થાય છે. તેટલામાટે કલ્હોત્પાદક, દ્વેષવર્ધક, જીવ, ઇશ્વર, મોક્ષાદિના ઝઘડાથી ઉપેક્ષા કર્તવ્ય છે, એ પરિણામ આવે છે.

(પર) ઇત્યાદિ રીતિથી મોક્ષનાં સાધન વિચારવાથી શાંતિ પરિણામ નીકળી આવે છે.

## (ચારિત્ર્ય.)

(પ૩) જો ઇશ્વર અને પુનર્જન્મ (પરલોક, સ્વર્ગ, નરક) વસ્તુતઃ છે, અને તે માનીએ વા ન માનીએ, કિંવા ઇશ્વર અને પુનર્જન્મ વસ્તુતઃ નથી, અને તે માનીએ વા ન માનીએ, તોપણ કાંઇ હાની નથી; કિન્તુ સમાન પરિણામ નીકળે છે. અર્થાત્ માનો કે,–(ક) ઇશ્વર, પુનર્જન્મ અને પરલોકવાદી છે, અને (ખ) તેવું માનતો નથી, પરંતુ બન્ને સત્કર્મ–નીતિ–પર ચાલે છે; તો ઉભયને આ જીવનમાં સુખ પ્રાપ્ત થાય છે. અને જો ઇશ્વરાદિ હશે–વા છે, તો શરીર ત્યાગ્યા પછી પણ કર્માનુસાર ફળ મળવાથી ઉભયને સુખ મળવામાં સમાનતા છે. કારણ કે ઉભય પોતાના નિશ્ચયમાં ભાવનાથી સત્યપર છે. અને જો ઇશ્વરાદિ નથી, તોપણ ઉભયને સમાનતા છે. (ગ) ઇશ્વર અને પુનર્જન્મ અર્થાત્ પરલોકવાદી છે, અને (ઘ) પરલોકવાદી નથી. પરંતુ બન્ને મન–ઇન્દ્રિયોના ગુલામ, અપસ્વાર્થી, વિષયાસક્ત, અસત્કર્મ, અને અનીતિગ્રસ્ત છે; તો ઉભયને આ જીવનમાં દુઃખ પ્રાપ્ત રહે છે; અને જો ઇશ્વરાદિ હશે, વા છે, તો શરીર ત્યાગ્યા પછી પણ, યથા કર્મ, ફળ મળવાનું છે; અર્થાત્ બન્ને દુઃખના ભોગ થશે. કારણ કે, ઉભય પોતાના નિશ્ચયમાં ભાવનાથી સત્યપર છે. અર્થાત્ ઇશ્વરાદિનું હોવું, ન હોવું, યથાબુદ્ધિ માને છે. અને જો ઇશ્વરાદિ નહીં હશે, વા નથી, તોપણ ઉભયને સમાનતા છે. સારાંશ ઈશ્વરાદિનું અસ્તિત્વ માનો, વા ન માનો, તેમાં કાંઇ હાની નથી. પરંતુ અસત્કર્મ–અનીતિથી દૂર રહેવાની, અને સદાચરણ–નીતિપર ચાલવાની આવશ્યકતા છે. કારણ કે "જેવી કરણી, તેવી ભરણી" એ સૃષ્ટિ નિયમ અટલ છે.

(શંકા)—સત્કર્મ, નીતિ અને અસત્કર્મ અનીતિ, અને તેનાથી વિલક્ષણ કૃત્ય એટલે કર્મ, અકર્મ, વિકર્મ, કૃત્યનો એક નિશ્ચય નથી; તે સંબંધમાં મત ભેદ છે, તો શું માનવું?

(ઉત્તર)—યદ્યપિ કુદરતની દૃષ્ટિથી, તેનો યથાર્થ ફેસલો મનુષ્ય કરી શકતો નથી; તોપણ જીવ-જીવનો સંબંધ અને જીવ પ્રકૃતિનો સંબંધ, જે પ્રસિદ્ધ છે, તેનાથી તેનો ફેસલો થઇ શકે છે. અર્થાત્ કોઇ કૃત્ય એક દેશ કાળ વ્યક્તિને માટે સત્કર્મ-નીતિ છે; અને બીજા દેશ કાળ વ્યક્તિને માટે સત્કર્મ-નીતિરૂપ નથી, તથા એકજ વ્યક્તિને એક દેશ કાળમાં જે સત્કર્મ-નીતિરૂપ છે, તેજ બીજા દેશ કાળમાં સત્કર્મ-નીતિરૂપ નથી-તેમજ અસત્કર્મ-અનીતિને વાસ્તે વિચારણીય છે. અને તદ્વત્ નીતિ, અનીતિ, અને સદસત્ કર્મથી વિલક્ષણ કૃત્યના સંબંધમાં સંયોજનીય છે. ઇત્યાદિ દેશ, કાળ, વ્યક્તિ, આપત્, અનાપત્, અધિકાર, અનધિકાર, યોગ્યતા, અયોગ્યતાદિ સામગ્રીપર ધ્યાન દઇએ તો, સહજમાં ફેસલો થઇ શકે છે. તે આ છે કેઃ—

(૧) પોતાના દુઃખ સુખ સમાન, બીજાનું દુઃખ સુખ જાણીને વર્તવું.

(૨) બીજાના તન, મન અને ધનનો, અર્થાત્ એક-હિત-સ્વત્વનો અનુચિત રીતિથી (અનધિકાર દશામાં) ભંગ ન કરવો.

(૩) જે કૃત્યોનું પરિણામ દુઃખ ન હોય, કિન્તુ સુખ હોય.

(૪) આત્મા અને સૃષ્ટિ નિયમોને અનુકૂળ જે કૃત્ય હોય.

(૫) જે કૃત્ય કરવાથી લોકભય-લોકશંકા અને લોકલજ્જા પ્રતિબંધક ન થતી હોયઃ—એવાં કૃત-કર્મ-કૃતિ, સત્કર્મમાં દાખલ થઇ શકે છે; જેને ધર્મપદનું વાચ્ય ઠરાવી શકીએ. અને તેનાથી વિરૂદ્ધ અસત્કર્મ-અનીતિ, અધર્મ જાણવું જોઇએ. ઉભયથી વિલક્ષણની કસોટી પોતપોતાની જાતિ, વ્યક્તિ અને સોસાઇટીપર આધાર રાખે છે.

## (પ્રારબ્ધ-પુરૂષાર્થ અથવા દૈવ-પુરષ્કાર.)

(૫૪) જો કેવળ પ્રારબ્ધવાદ માનીએ, તો બને નહીં. કારણ કે જેમ વર્તમાનનાં દુઃખ સુખાદિ, પ્રારબ્ધનાં ફળ છે, તેમ વર્તમાન જન્મનાં પૂર્વ અને ઉત્તરનાં દુઃખ સુખાદિ ફળ પ્રારબ્ધજન્ય માનવાથી, પ્રારબ્ધ, તે પુરૂષાર્થનું પરિણામ છે, એમ માની શકશો નહીં. પરંતુ પ્રારબ્ધ તો પુરૂષાર્થનું પરિણામ મનાય છે. અતઃ પ્રારબ્ધનું મૂળ પુરૂષાર્થ હોવાથી વર્તમાન જન્મ અને તેનાથી પૂર્વ ઉત્તર જન્મમાં પુરૂષાર્થ માનવો પડે છે. તથાપિ જો કોઇ પક્ષકારની દૃષ્ટિથી કેવળ પ્રારબ્ધવાદ, વા કુદરતી

ફ્રોર્સ આધીન થવું માનીએ, તો જીવ જવાબદાર ઠરતો નથી; કિન્તુ લાચાર હોવાથી કરૂણાપાત્ર અને અતિરસ્કાર યોગ્ય ઠરે છે. અર્થાત્ ધર્મ-મત-પંથ વગેરે બાબતમાં દ્વેષદષ્ટિ રાખવી નહીં જોઇએ. અને ટોલરેશનપર રહેવું યોગ્ય છે; તથા બંધ મોક્ષાદિ, પ્રારબ્ધ ( કુદરતી ફ્રોર્સ ) આધીન હોવાથી, તદર્થે હર્ષ, શોક, રાગ, દ્વેષ, અકર્તવ્ય છે, એ પરિણામ આવે છે. ૧ જો કેવળ પુરૂષાર્થેજ માનીએ, તો કુદરતી નિયમાનુસાર યથાશક્તિ પુરૂષાર્થ કરતા રહેવું; એટલુંજ મનુષ્યના હાથમાં છે. કારણ કે, પરિણામ જે છે, તે તો કુદરતી પદાર્થ અને તેના ગુણ સ્વભાવાનુસાર નીકળે છે; અર્થાત્ કર્તવ્ય સમજીને કાર્ય કરવાં, અને કોઈ સાથે દ્વેષ ન કરવો. ૨ જો ઉભય માનીએ, તોપણ પરહિતને ન બગાડીને પુરૂષાર્થ કરવો. કારણ કે, પ્રારબ્ધ કેવું છે, તે મનુષ્ય જાણી શકતો નથી-તેથી યોગ્ય પુરૂષાર્થ કરતાં છતાં, સફળ ન થાય તો, પ્રારબ્ધ જાણીને સંતોષ કરવો યોગ્ય છે. બીજાપર દોષ રાખીને દ્વેષ, ઇર્ષા કરવાં ન જોઇએ. ૩ જો ઇશ્વરેચ્છાથી સર્વ કાંઇ થાય છે, એમ માનીએ, (તેનું નામ પ્રારબ્ધ-ભાગ્ય-કિસ્મત-દૈવ-ઈશ્વરનિર્મિત-નિયતિ) તોપણ પૂર્વવત્ પરિણામ આવે છે. અર્થાત્ જીવ જવાબદાર થઈ શકતો નથી. ૪.

## ( માયા. )

(૫૫) (૧) જો માયા ( પ્રકૃતિ-ભોગ્ય-શક્તિ )ને સત્ય માનીએ તો, જીવપર ફરજ આવે છે કે, તેનો ઉપયોગ યોગ્ય કરે; તેનો ગુલામ ન બને. કારણ કે, તેમાં આસક્ત-તેને વશ થવાથી દુ:ખ પામવું પડે છે.

(૨) જો માયાને અસત માનીએ તો, અસત્ કોઇ વસ્તુજ સિદ્ધ થતી નથી-તથાપિ કોઈ પક્ષકારની દષ્ટિથી-રીતિથી તેમ માની લઇએ, તો વંધ્યા પુત્ર સમાન તેનો ઉપયોગ, અને બંધ પણ અસત્ હોવાથી, દુ:ખપ્રદ નથી-સંતોષ રાખવો જોઇએ, એવું પરિણામ આવે છે.

(૩) જો માયાને સદસત્-ઉભયરૂપ માનીએ તો, અસંભવ છે. તથાપિ કોઈ પક્ષકારની દષ્ટિથી એમ માની લઇએ, તોપણ નંબર ૧, ૨ વાળા પરિણામનો નિશ્ચય ન થવાથી મનસ્વિતા પ્રાપ્ત થશે. વા પ્રવૃત્તિ નિવૃત્તિથી ઉપેક્ષા કર્તવ્ય થશે. અને વ્યાઘાત-દોષ આવવાથી, આ પક્ષને છોડી દેવો પડશે.

(૪) જો માયાને સદસત્થી વિલક્ષણ-મિથ્યા માનીએ, તો, ઉપયોગ અને બંધ પણ મિથ્યા માનવાં પડશે. પ્રવૃત્તિ, નિવૃત્તિ અને તેનું પરિણામ પણ મિથ્યા ઠરશે-અત: સંતોષ પરિણામ આવે છે.

(૫) જો માયાને ભ્રાંતિરૂપ માનીએ તો, બંધ, મોક્ષ અને સાધન

પણ ભ્રાંતરૂપ માનવાં પડશે. અતઃ બંધ નિવૃત્તિ, મોક્ષ પ્રાપ્તિનેમાટે પ્રવૃત્તિ ન થવાથી સંતુષ્ટ રહેવાનું પરિણામ આવે છે.

(૬) જો માયાને ઇશ્વરાંશ, ઇશ્વર શક્તિ, વા ઇશ્વરનો ભાવ, ગુણ, વા વિભૂતિ માનીએ, તો સિદ્ધ થતું નથી–તથાપિ કોઇ પક્ષકારની દૃષ્ટિથી એમ માની લઇએ, તો તે ચેતન અને પવિત્ર હોવાથી, જીવને બંધ નથી, એમ માનવું પડશે: તથા જીવ દુ:ખી ન હોવો જોઇએ; એવું પરિણામ નીકળે છે.

(૭) જો માયાને અભાવજન્ય ઇશ્વરકૃત માનીએ, તો જીવ જવાબદાર ઠરતો નથી–કારણ કે જીવના બંધનો હેતુ સત્તાધારી ઇશ્વર ઠરે છે.

(૮) જો માયાને એક તત્વ માનીએ, તો બને નહીં. કારણ કે, (૧) અણુરૂપ તત્વ માનીએ તો, આકાશાદિ તેનાં કાર્ય છે; તે માની શકશો નહીં; અર્થાત્ માયાથી ભિન્ન, અનેક જડવસ્તુ (દેશ કાળાદિ જડવસ્તુ) માનવી પડશે. (૨) જો વિભુરૂપ તત્વ માનીએ તો, ગતિવાન્, જડ પદાર્થ–પરમાણુ–સૂર્યાદિ તેનાં કાર્ય છે, એમ માની શકશો નહીં. (૩) જો મધ્યમરૂપ (દેશ–કાળાકાશ–પરમાણુ–ત્રિગુણનો સમૂહ) માનીએ તો, દેશ, કાળ, આકાશાદિને વ્યાપક નહીં માની શકશો. તથાપિ કોઇ પક્ષકારની દૃષ્ટિથી માયાને (૪) અનિર્વચનીય (જેનો નિર્ણય જીવ કરી શકે નહીં) વા વિલક્ષણ પદાર્થ માનીએ તો, બંધાદિ પણ અનિર્વચનીય–વિલક્ષણ માનવાં પડશે. અને સાધન પણ તેવાંજ માનવાં પડશે. અર્થાત્ કોઇના મંતવ્યપર તિરસ્કાર દૃષ્ટિ નહીં કરવી જોઇએ. અને ખંડનમંડનથી ઉપેક્ષા કરવી જોઇએ; એ પરિણામ આવે છે.

(૯) જો માયાને અનાદિ અનંત માનીએ તો, બંધ મોક્ષ પણ અનાદિ અનંત–અર્થાત્ પ્રવાહથી બંધ, પછી મોક્ષ, મોક્ષ પછી બંધ થતો રહેછે, એમ માનવું પડશે. અતઃ સંતોષ છે.

(૧૦) જો માયાને અનાદિ સાંત માનીએ તો, અસિદ્ધ છે. તથાપિ કોઇ પક્ષકારની દૃષ્ટિથી એમ માની લઇએ, તો બંધ પણ અનાદિ સાંત થશે. અર્થાત્ સ્વયં નિવૃત્ત થઇ જવાના કારણથી તેની નિવૃત્તિને માટે યત્ન કરવો નહીં જોઇએ.

(૧૧) જો માયાને સાદિ અનંત માનીએ, તો અસિદ્ધ છે. તથાપિ કોઇ પક્ષકારની દૃષ્ટિથી તેમ પણ માનીએ, તો બંધ પણ સાદિ અનંત ઠરશે. અર્થાત્ બંધ નિવૃત્તિ વાસ્તે પુરૂષાર્થ કરવો વ્યર્થ છે. કારણ કે, જો સર્વ જીવ મુક્ત થઇ ગયા–જાય તો, તેની અનંત સ્થિતિ વ્યર્થ ઠરે છે, કે જે અસંભવ છે.

(૧૨) ઇત્યાદિ રીતિથી માયા અને તેનાં કાર્ય જગતના વિવેકથી પણ શાંતિપ્રદ પરિણામ નીકળે છે.

## ( સાર-સંગતિ-સંપૂર્તિ. )

(૫૬) જો સર્વને ચેતન વા સર્વને જડ માનીએ, તોપણ બંધ મોક્ષાદિ સિદ્ધ થતાં નથી-કારણ કે, તે પક્ષોમાં પણ ઉપર જણાવેલજ પરિણામ નીકળે છે.

(૫૭) જો ઉપરોક્ત જીવ, ઇશ્વર, મોક્ષ, માયાના સ્વરૂપોમાં વિવેક દર્શાવ્યો છે, તે વિકલ્પોને રૂપાંતરથી એક બીજાની સાથે લગાવીએ, સંગતિ-સંકલ્પન કરીએ, (યથા ઇશ્વર અને જીવ અનાદિ, અને માયા સાદિ, વા જીવ, ઇશ્વર સત્ય અને માયા ભ્રાંતિરૂપ, વા જીવત્વ ભ્રાંતિ વા કલ્પિત, અને ઇશ્વર માયા સત્ય, ઇત્યાદિ) તો, બુદ્ધિમાન સારગ્રાહીએ પૂર્વાપર વિચારીને, બન્નેથી શાંતિપ્રદ પરિણામ કાઢી લેવું; કારણ કે મૂળ વિષય, ઉપર કહી આવેલ છીએ-પ્રત્યેકનો વિસ્તાર સ્થળાભાવથી કરેલ નથી.

(૫૮) સર્વ મનુષ્ય જાણે છે કે:—એક દિવસ આપણે આ ભોગ્ય સંસારને છોડીને ચાલ્યા જવાના છીએ-અર્થાત શરીરનો નાશ થવા વાળો છે, તોપણ મનુષ્ય વ્યક્તિ સંસારમાં લુબ્ધ થઇને અનેક પ્રકારના અઘટિત પ્રપંચોમાં પડીને, અયોગ્ય કર્મ કરીને, દુ:ખની ભોગ્ય થાય છે. અર્થાત તેનાથી મનોવૃત્તિને ઉપરામ કરતા નથી-અને વિશેષ નહીં, તો-પણ ઉદર પૂર્ણાર્થે તો, કાંઇ ને કાંઇ કરવું જ પડે છે. સંક્ષેપમાં મરવું છે, એમ જાણતાં છતાં પણ પ્રપંચથી ઉપરામતા-અપ્રવૃત્તિ થતી નથી, વા નથી થઈ શકતી; એટલું જ નહીં, કિન્તુ મરવાનો નિશ્ચય હોવા છતાં પણ વિપરીત વર્તે છે. સારાંશ જેમ આ મરણ પરિણામનો નિશ્ચય વ્યર્થ છે, તેમજ ઉપર જણાવેલ પરિણામ સત્ય છે, તોપણ તેનું જ્ઞાન વા નિશ્ચય વ્યર્થ છે. કારણ કે, તેવું જ્ઞાન થવાપર પણ મનુષ્ય, અનેક કલ્પિત મત-પંથ-સંપ્રદાય-ધર્મ ચલાવશે, માનશે, અને સ્વીકારશે-તેથી સ્પષ્ટ થાય છે કે, ઉપર જણાવેલ પરિણામ-બોધ વ્યર્થ છે, એમ માનીએ તો, જો કે એમ છે તો નહીં; કારણ કે સમસ્ત મનુષ્યને સુખની ઇચ્છા છે, દુ:ખને ચાહતું નથી; મૃત્યુની ઇચ્છા કોઇ કરતું નથી, તોપણ અજ્ઞાન વશ એવાં કર્મ થાય છે કે, જેના પરિણામમાં દુ:ખ ભોગવવું પડે છે. એ પ્રકારે મરણના પરિણામ સંબંધમાં જાણી લેવું જોઇએ. અર્થાત વસ્તુત: મરણનું ભાન હોય-હોત તો, યદ્યપિ કર્મ કર્યાવિના (પ્રવૃત્તિ-

વિના) તો, રહી શકાતું નથી; કારણ કે કુદરતી નિયમ છે; જીવનો સ્વભાવ છે; તોપણ પોતાને વા બીજાને દુઃખ થાય, એવું કર્મ તો કદી કરશે નહીં. પરંતુ વસ્તુતઃ મોતનું ભાન નથી-અને જે, મને મોતનું ભાન છે, એમ કહે છે, તે સુખ પ્રાપ્તિ અર્થે કર્મ કરતા છતાં પણ દુઃખ પરિણામ ભોગવે છે. આ જેમ કથન માત્ર છે, તોપણ જો કોઇ પક્ષકારના આગ્રહથી ઉપરોક્ત ભાન હોવાનું માની લઇએ, તોપણ સંતોષકારક સમાધાન થઈ જાય છે; કારણ કે, જે અંતિમ-મોત-મરણ પરિણામને જાણતા છતાં પાંચ દિવસની (શનિ આદિ ૭ દિવસમાં, એક જન્મનો અને બીજો મરણનો બાદ કરીએ, તો બાકી ૫ દિવસ, અથવા ક્ષણભંગુર છે, તો પાંચ દિવસ પણ વિશેષ માને છે.) જીંદગી વાસ્તે, એવાં કૃત્ય કરે છે કે, જેથી પોતાને વા બીજાને દુઃખ થાય, એવા સૃષ્ટિનિયમ વિરૂદ્ધ વર્તવાવાળા, જે શાખાપર બેસે, તેનું મૂળ કાપવાવાળા, જાગતાં ઊંઘવાવાળા-મૂર્ખ વાસ્તે શોક કરવો વ્યર્થજ છે; તેને દુઃખી થવા દ્યો; કારણ કે તે દુઃખ ભોગવવા લાયકજ છે; એમ છે, તોપણ તેવા મનુષ્યનું ભલું (શ્રેય-હિત) થવા વાસ્તે પ્રયત્ન કરવો, તે પોતાની ફરજ છે, એવા મહાનુભવ-દયાળુ-સહૃદય-વિદ્વાન્ પુરૂષ માને છે, તેથી તેને સન્માર્ગ-ઉપદેશ કર્યાવિના રહેતા નથી-આ દ્રષ્ટાંત અનુસાર, ઉપર્યુક્ત પરિણામ-બોધને જે જાણવાવાળા-જ્ઞાતા છે, તે મત-પંથ-ધર્મના ઝઘડામાં ઉતરતા નથી, કોઇને તિરસ્કાર દૃષ્ટિથી દેખતા નથી-અને ધર્મ દ્વેષને પાત્ર બનતા નથી,-એમ છે, તોપણ કોઇ પક્ષકારની માન્યતાનુસાર, એમ માની લઇએ કે, ઉપર્યુક્ત-બોધ જાણવાવાળા પણ પ્રકૃતિવશ થઇને લોકેષ્ણા, લોક પ્રવાહમાં ઉતરીને કલ્પિત મત-પંથોના ઝઘડામાં પડશે, તિરસ્કાર વા ધર્મદ્વેષ કરશે, વા કરાવશે; તો તેવા મૂર્ખ-અપસ્વાર્થી, મનુષ્યવાસ્તે શોક કરવા જેવું કાંઈ નથી. તેને (ઝઘડામાં ઉતરવા, દ્વેષ કરવા, કરાવવાથી પરાધીન થયેલાને) દુઃખ ભોગવવા દ્યો. કારણ કે, મૂર્ખાઇનું એવુંજ પરિણામ આવવું જોઇએ. એમ છે, તોપણ જે નિસ્પૃહી-વિદ્વાન્-વિવેકી પુરૂષ, મજકુર પરિણામોનો બોધ કરે છે, વા કરાવે છે; મૂર્ખોના હિતાર્થે શ્રમ લે છે. તે નિષ્કામી પુરૂષ સંસ્કારોની મહિમા સમજીને, અને ઉપકાર કરવો, તે પોતાનું કર્તવ્ય છે, એમ જાણીને, તથા ઉપરોક્ત મૂર્ખોનું પણ ભલું (કલ્યાણ) થાય, એવી ભાવના કરીને, તે મૂર્ખોના અને બીજા અધિકારીઓના ઉદ્દેશના, પરિણામોનો ઉપદેશ કરે છે; કારણ કે, સર્વ મનુષ્ય, એક પ્રકારની પ્રકૃતિ, વા એક જેવા નિશ્ચયવાળા, તથા કોઇ પણ સર્વદા એક પ્રકારની પ્રકૃતિ એક નિશ્ચયવાળા હોતા નથી.

સારાંશ—પૂર્વોક્ત પરિણામ-બોધ, કોઇને કોઇને પણ ઉપયોગી થઈ પડશે. તેટલામાટે પૂર્વોક્ત પરિણામ-બોધ વ્યર્થ તો નથી, કિન્તુ સુફળપ્રદ છે.

(૫૯) જો આજસુધી જેટલા મત-પંથ થયા, માનવામાં આવ્યા, વર્તમાનમાં છે, માની લે છે, અને ભવિષ્યમાં કલ્પવામાં આવશે, માની લેશે; તે સમસ્ત ભ્રમ (અજ્ઞાન-ભ્રાંતિ, ભૂલ-અયથાર્થ વા કલ્પના માત્ર) રૂપ છે, એમ જાણો, એવું માનીએ તો, ભ્રમની નિવૃત્તિ થતાં સુધી તે (ભ્રમ) ભ્રમરૂપ છે, એવું કહી શકાય નહીં. (આ સ્પષ્ટ નિયમ છે, સર્વને અનુભવ ગમ્ય છે), અને જે વિષય વા તેના જ્ઞાનને, ભ્રમ નિવૃત્તિનુંરૂપ સંજ્ઞા દેશો, તે પણ, ભ્રમનો વિષય કેમ ન માનવામાં આવે? માની શકાય છે. અને આની જેનાથી હમેશાં સાક્ષી મળે છે, તે પર ધ્યાન કેમ ન ખેંચવામાં આવે? સંક્ષેપમાં ભ્રમની, ભ્રમરૂપથી સાક્ષી મળતી નથી. અને તેનો વિષયી, અવિષય છે. તો એવા અદ્ભૂત પ્રવાહને વિચારીને એમ કહેવું પડે છે કે, મનુષ્ય અપૂર્ણ છે. વાસ્તે ઉપર જે પરિણામ જણાવેલ છે, તેને વિચારો તો જીવ, ઇશ્વર, બંધ, મોક્ષાદિને માનીએ તોપણ, અને ન માનીએ તોપણ, અર્થાત્ બન્ને રીતે (બલ્કે સર્વ પ્રકારમાં) આ ઝઘડાઓથી ઉપેક્ષા કરવી;-અને શાંતિમય પરિણામ આવે છે. અતઃ સર્વ પ્રકારથી શાંતિ રાખે, એટલુંજ તે (મનુષ્ય)ના અધિકારમાં-(સ્વાધીન) છે. અને તેને (ઉપરોક્તનેજ) સામાન્ય વા પરોક્ષ શાંતિ કહે છે.

અંહિં એટલું યાદ આપવું ઉચિત છે કે, ઉપર જે પરિણામ દર્શાવેલ છે, તેમાં આર્યાવર્ત્તનાં મંતવ્યોનાં પરિણામજ નથી, કિન્તુ યુરોપ, યૂનાન (ગ્રીસ) વગેરે અર્થાત્ તમામ (ધર્મગુરૂ-ફિલોસોફરોનાં) મંતવ્ય અને તેનાં પરિણામોનો સમાવેશ થઇ જાય છે.

(૬૦) જે પૂર્વોક્ત અપૂર્વ વાતો (જીવ, ઇશ્વર, મોક્ષ) ને અપરોક્ષ થવા વાસ્તે, કોઇ અપૂર્વ પ્રયત્ન કરવો માને, તો સંસાર વ્યવહારથી સર્વથા અતિરિક્ત (જુદા) થઇને સાધવા યોગ્ય છે. પરંતુ એવો અધિકારી કદાચિત કરોડોમાંથી કોઇકજ વિરલ—અસાધારણ અધિકારી નિકળશે. અને તે અસાધારણ સાધનદ્વારા તેનું યથાર્થ સ્વરૂપ અનુભવતો હશે. વાસ્તે તેવા અનેક પુરૂષ દુર્લભ હોવાથીઃ—

ઉપર કહેલા શાંતિ પ્રાપ્ત પુરૂષોને ધર્મનિર્ણયિક માનવા પડે છે. કારણ કે એવા પુરૂષ પણ નિષ્કામ, અને તટસ્થ હોય છે.

(૬૧) જો સદ્ધર્મ સ્થાપન થશે તો, વિશેષ સુખ થશે.

## ( ઉપસંહાર. )

જેને ધર્મ શબ્દનું વાચ્ય ઠરાવાય, તેઃ—

(૧) સૃષ્ટિ નિયમ અનુકૂળ,

(૨) પ્રત્યેક મનુષ્યના આત્મા, મનને અનુકૂળ,

(૩) સમસ્ત મનુષ્ય મંડળ (હિન્દુ, પારસી, યાહુદી, ખ્રિસ્તિ, મુસલમાન વગેરે)ને અનુકૂળ,

(૪) જેનું પરિણામ સુખ હોય, પરંતુ દુઃખ ન હોય,

(૫) શબ્દ પ્રમાણ વિના પણ સિદ્ધ થતું હોય, એવું હોવું જોઇએ. અર્થાત્ આ પાંચ તુલા (તરાજૂ)માં તોળીને નિર્ણય કરવો જોઇએ.

ધર્મનો નિર્ણય એક વ્યક્તિથી થઇ શકતો નથી. તેથી નીચે લખેલી વાતપર ધ્યાન ખેંચવું જોઇએ.

(૧) દરેક ધર્મના એવા ધર્મગુરૂ, જેને ઉપરોક્ત પરોક્ષ શાંતિ પ્રાપ્ત થઇ હોય, એકત્ર થઇને રાજાની સમક્ષ સભા કરે.

(૨) આ સભાના એકત્ર થવામાં ધાર્મીક સંપ, અને પ્રજા-નેશન, આ બે ઉદ્દેશ રાખવા જોઇએ.

(૩) જે વાત સમસ્ત ધર્મ (મત-પંથ)માં મળતી હોય, તે સર્વાનુમતે એકત્ર કરવી.

(૪) તે વાતોનો પોતપોતાના અનુયાયીઓમાં પ્રચાર કરવો, અને પ્રચાર પામવાની કોશિશ કરવી.

(૫) જે વાતો એક બીજાની પરસ્પરમાં ન મળતી હોય, તેના ખંડન મંડનથી ઉપેક્ષા કરવી, તથા પોતાના અનુયાયીઓને પણ ઉપેક્ષા કરાવવી.

એ પ્રકારે જો કરવામાં આવે તો, સંપથી વૃદ્ધિ થાય, લોકોને સુખ મળે. સંકુચિત વિચારવાળા (પરધર્મી વા સ્વાર્થીઓ, વા કલ્પિત ધર્મ હઠીલા) ઉપર ન આવે; કિન્તુ દબાઇ જાય, અને સદ્ધર્મ દરેકના જાણવામાં આવી જાય. અર્થાત્ સર્વ એક ધર્મી થઇ જાય; કારણ કે, વિશેષ ધર્મ (શારીરિક, માનસિક, આત્મિક, સામાજિક, જે ખાસ કર્તવ્ય છે તે) પણ સામાન્ય ધર્મને અનુકૂળ હોય છે, પ્રતિકૂળ નથી હોતો, અને સાચોજ પરમાર્થ પ્રાપ્ત થવાનો માર્ગ સુખપૂર્વક ખુલી જાય છે.

વર્તમાનમાં ધર્મનિર્ણય થવાનો મુખ્ય હેતુ એ છે કે, વર્તમાનનાં આર્યસંતાન, અર્થ અને કામ, અર્થાત્ તન, મન, વિદ્યા, બુદ્ધિ, સંપ, કળા, વગેરેના બળથી ક્ષીણ થઇ ગઇ છે; વાસ્તે મહા કષ્ટમાં છે. તો

મોક્ષ પ્રાપ્તિના સાધનની તો, જીકરજ શું કરવી? વાસ્તે જે અર્થ, કામ, અને મોક્ષનો મૂળ પાયો જે સદ્ધર્મ, તેની પ્રવૃત્તિ થાય તો, સમગ્ર ઇષ્ટ કામના પૂર્ણ થઇ શકે છે. અને સામાન્ય ધર્મનો નિર્ણય થવાપર વિશેષ ધર્મ (બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્રાદિનાં કર્તવ્ય) નો તેને અનુકૂળ થઇને પ્રચાર થઇ શકે છે.

ઓ૩મ્ આ અક્ષરનો અર્થ, અ, ઉ, મ્ અને અમાત્ર આ ચાર ભાગ; તદ્વત્ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, અને આત્મા, આ ચાર જીવના ભાગ; તથા વિરાટ્, હિરણ્યગર્ભ, ઇશ્વર અને બ્રહ્મ, આ ચાર ઇશ્વરના ભાગ; અને સ્થૂળ, સૂક્ષ્મ, વ્યક્ત, અને અવ્યક્ત, આ ચાર પ્રકૃતિના ભાગ કલ્પી-આરોપીને, રૂપાલંકારની રીતિથી સૃષ્ટિ નિયમાનુકૂળ તેનો મુકાબલો કરીને, પિંડે બ્રહ્માંડે એમ સમજીને આત્મવત્ સર્વ ભૂતેષુ, નિશ્ચય કરીને ઉપ-સંહાર પૂરો કરી દીધો.

હાલમાં આર્યસંતાનની અવનતિ (પડતી) દશા છે. વાસ્તે જો આર્યપ્રજા પરસ્પરના ધાર્મીક ઝઘડા છોડીને એકધર્મી બને તો, આશા છે કે; પોતાના પૂર્વજોની પૂર્વોન્નતિના શિખરપર પહોંચે, અને સુખ પામે.

## (પરિશિષ્ટ.)

ઉપરોક્ત શૈલી-પદ્ધતિ અને તત્વવિચારથી, વિચારણીય એ પરિ-ણામ નીકળી આવે છે કેઃ—

(ક) પ્રત્યેક ધર્મ-મત-પંથ-સંપ્રદાયવાળા, ઇશ્વર, જીવ, મોક્ષ, માયા, મોક્ષનાં સાધન, અને પૂનર્જન્મના સ્વરૂપ સંબંધમાં ભિન્ન ભિન્ન મત દર્શાવે છે. પરંતુ વિચારણીય છે કે,—જો ઇશ્વરાદિ છે, તો જેવાં છે, તેવાં એક પ્રકારનાં છે. સત્ય સ્વરૂપ નાના પ્રકારનાં હોતાં નથી-આ વિચારથી, અને જીવ નામક પદાર્થ તો, દરેકને પોતાને સમીપ છે, તો-પણ જીવના સ્વરૂપમાં પણ મતભેદ છે. જીવને કોઇ અણુ, કોઇ વિભુ, કોઇ મધ્યમ, કોઇ તત્વ, કોઇ અતત્વ, કોઇ પ્રતિબિંબરૂપ, કોઇ આભા-સરૂપ, કોઇ ભ્રાંતિરૂપ, કોઇ અનાદિરૂપ, કોઇ સાદિરૂપ, કોઇ સાદિ અનંત, કોઈ અનાદિ સાંત, કોઇ અનાદિ અનંત, કોઇ રસાયણી જન્ય શક્તિ, કોઇ ઇશ્વરાંશ, કોઇ ઇશ્વરનો ગુણ, કોઇ ઇશ્વરની શક્તિ, કોઇ ઇશ્વરનું સ્ફુરણ, ઇત્યાદિ મતભેદ છે. તેથી સ્પષ્ટ થાય છે કે, સર્વ ધર્મ-મત-પંથ સત્ય-પર નથી; કિન્તુ કોઇ એક વા અમુકનો અમુક અંશ સત્યપર હશે. શેષ ભ્રાંત છે. (એવી રીતે મોક્ષ ઇશ્વરાદિ પ્રસંગમાટે સંયોજી લેવું જોઇએ.) તોપણ ધર્મ-પંથાનુયાયી તેના અંધવિશ્વાસમાં આવીને પરસ્પરમાં પક્ષ

કરીને ધર્મદ્વેષ રાખે છે. તેના વિશ્વાસને છોડતા નથી–અહા! અજ્ઞાન! આર્ય પ્રજાની અવિદ્યા!!

(ખ) ધર્મના ઝઘડાનું મૂળતત્વઃ–જીવ,બંધ, (પુનર્જન્મ–દુઃખ–સુખ–સ્વર્ગાદિ) મોક્ષ, મોક્ષનાં સાધન, ઇશ્વર અને માયા, આટલા શબ્દો છે. તેને ગમે તેવાં માનીએ, પરંતુ ઉપર લખ્યા પ્રમાણે પરિણામ આવેછે. અતઃ આ ઝઘડામાં ન પડીને, કોઇ ધર્મ–મત–પંથના અનુયાયી ન રહેવાથી પણ શાંતિ પરિણામ નીકળી આવે છે. તથા કલ્પિત ધર્મ–મત–પંથથી ઉપેક્ષા થઇ જાય છે. એક સ્વાભાવિક સામાન્ય ધર્મ (કુદરતી–નૈસર્ગિક–ધર્મ)પર ધ્યાન રાખવુંજ બસ હોય છે.

(ગ) મનુષ્યની બુદ્ધિ, અજ્ઞાન વા સ્વાર્થ વશ ધર્મ અંધારામાં ફસેલી છે, અને પરિણામ ઉપર લખ્યા પ્રમાણે આવે છે. અતઃ ધર્મ–મત–પંથાઇઓને ટોલરેશનનો નિશાનો બનાવવો, અને તેને કરૂણાપાત્ર જાણીને, ધર્મ–મત–પંથના અંધકાર સાથે ન અંજાઇને, સદ્‌વિદ્યા, સદાચરણની તરફ જવાનો પ્રયત્ન કરવો, અને એવો ઉપાય લેવો કે, તે અવિદ્યામાંથી નિકળે. તેનું મન ન દુઃખતા છતાં, તે મિથ્યા–કલ્પિત ધર્મ–મત–પંથને સ્વયં છોડી દે.

(ઘ) જેમ મુસલમાન (ખોજા–મેમણ વગેરે) અને હિન્દુ, કિંવા હિન્દુ અને ખ્રિસ્તિ, કિંવા જૈની અને વૈષ્ણવ, કિંવા શૈવ અને વૈષ્ણવ, કિંવા મુસલમાન અને ખ્રિસ્તિ–તેઓ પરસ્પરમાં મળીને, વ્યાપાર, વા ખેતી વા ધંધા કરે છે; અને તે વ્યાપારાદિમાં લાભને માટે બન્ને સંયુક્ત મહેનત–કલેશ ઉઠાવીને પણ વ્યાપારાદિનું કામ પુરૂં કરેછે; તથા લાભ, હાની સમાન વહેંચી લેછે; તેમજ એક બીજાના ધર્મવાળા, એક બીજાની નોકરી કરે છે, આ વાત સર્વ જાણે છે, અને દેખે છે. એવો વ્યાપાર થવામાં એક બીજા, એક બીજાના ધર્મને તિરસ્કાર દૃષ્ટિથી દેખતા નથી, કિન્તુ ટોલરેશન રાખે છે, વા ઉપેક્ષા રાખેછે, ત્યારે તે વ્યાપાર નિભે છે. નિદાન પોતાના ધર્મ–મત–પંથને વચ્ચમાં ન લેતાં પણ સંપ સાથ વ્યાપાર કરે છે. અને વળી સ્કૂલમાં અનેક જુદા જુદા ધર્મના વિદ્યાર્થી, જેવો મિત્રભાવ રાખે છે, તેવો એક ધર્મવાળા ઘરમાં પણ જોવામાં આવતો નથી–આ દ્રષ્ટાંતોથી એ સિદ્ધ થયું કે, ધર્મ–મત–પંથોનું પરિણામ ઉપર કહ્યા પ્રમાણે શાંતિપ્રદ નીકળે છે. તો પછી તે ઝઘડાઓને એક બાજુ રાખીને, તે દૃષ્ટાંત અનુસાર, પરસ્પરમાં સંપ કરીને, તન, મન, ધનની ઉન્નત્તિમાં કેમ ન સામેલ થઇ શકે? અર્થાત્ એક મત થઇને તન, મન, ધન, વિદ્યા, બુદ્ધિ, સંપ, હુન્નર, કળા, વગેરે બળને, સર્વ ધર્મી મળીને,

સંપાદન કરી શકે છે. પરંતુ જે, ધર્મ-મત-પંથની આડમાં શિકાર ખેલે છે ( સ્વાર્થ સિદ્ધ કરે છે ), તેના ફંદામાં ન આવે, અને તેને વચ્ચમાં ન લે, ત્યારે એમ થઇ શકે છે. તેટલામાટે પ્યારા બંધુઓ! પરમાર્થ પ્રાપ્તિનાં પ્રતિબંધક, સાંસારિક સુખ નાશક જે સાંસારિક દુઃખ, તમને થઇ રહ્યાં છે, તેની નિવૃત્તિ વાસ્તે પ્રથમ ઉપાય કર્તવ્ય છે. અને તે ઉપાય પરસ્પરના સંપ કરવાથી થઇ શકે છે. એક ધર્મ પ્રસરવાથીજ નેશન બની શકે છે, એવો નિયમ નથી; કિન્તુ જેમ ઇંગ્લીશ મૅન કોણ? જે ઇંગ્લંડ દેશવાસીના લાભમાં હોય. એવો નિશ્ચય શું-કેવું કામ કરી રહ્યો છે? દેખો છો. તેમ આર્ય મૅન કોણ? જે આર્યાવર્ત્ત દેશ ( હિન્દ નિવાસી )ના લાભમાં હોય. એવો નિશ્ચય કરીને, દેશી નેશન બનાવીને, એક બીજાનું દુઃખ સુખ, પોતાનું દુઃખ સુખ સમજીને વર્તશો, તો ઉભય લોકમાં સુખ પામશો.

વિદ્વાન્, બુદ્ધિમાન્ પ્રતિષ્ઠિત મહાત્મા પુરૂષોએ નિષ્કામ થઇને, આ કામ માથાપર લેવું જોઇએ; એ મારી પ્રાર્થના છે.

એ પ્રકારે ઉપરોક્ત પરિણામ-નિષ્કર્ષ નીકળે છે. હવે તે માનવું, ન માનવું, તે અનુસાર વર્તવું, ન વર્તવું, તે આપની ઇચ્છાને આધીન છે. ઓરૂમ્.

જેમ ધર્મનું મૂળતત્વ અને તેનું પરિણામ દર્શાવ્યું છે, તેમજ કાર્યરૂપ-ધર્મક્રિયા-કૃતિ-વ્યવહારકૃતિ-રૌઢિકક્રિયા-લોકાચાર-સમયાચાર-ગૃહ્યાચાર-કૌતુકાચાર અને સ્વાભાવિકક્રિયા વગેરે છે. તેમાંથી જે કુક્રિયા-નિષ્ફળ કર્મને બાદ કરીને વિચારીએ તો, દેશ કાળ પરિસ્થિતિના વિચારપૂર્વક સંતોષકારક પરિણામ નીકળી આવેછે. એક બીજાની ક્રિયા-કર્મ-વ્યવહાર-આચાર-ઉપચારપર તિરસ્કાર દૃષ્ટિ થશે નહીં.

## ( નિષ્કામતા. )

કામના, એ સંસ્કાર-ભાવનાજન્ય વાસનાનું પરિણામ છે. કર્મના ઇચ્છિત, અનિચ્છિત, પરેચ્છિત અને પ્રાવાહિક એવા ચાર વિભાગ છે. કર્મ કર્યા વિના મનુષ્યની જીંદગી હોઇ શકતી નથી. તેથી મનુષ્યે ઉત્તમ કર્મ કરવાં જોઇએ. અને જો તેવું નહીં કરશે તો, નીચ-હલકાં કર્મ કરવાં પડશે. તેના પરિણામમાં દુઃખના ભોગ થવું પડશે. ઘણુંકરીને પ્રાયઃ સંસારી લોક મોહ વશ થવાથી પોતાના કર્તવ્યાનુસાર વર્તવામાં લાચાર રહે છે. તેથી ઉપદેષ્ટા વિના યોગ્ય માર્ગપર તેમને આવવું મુશ્કેલ પડેછે. સકામ પુરૂષોના ઉપદેશમાં તેમને શ્રદ્ધા હોતી-થતી નથી-ઇત્યાદિ કારણોને લઇને, તેમનું હિત કરવાને માટે સદાચારી નિષ્કામ પુરૂષોની આવશ્યક્તા છે. પરંતુ નિષ્કામ થવું કઠિણ છે; કિંવા નિષ્કામ

પુરૂષ મળવા દુર્લભ છે. તથાપિ જે જીવનમુક્ત પુરૂષ હોય છે, તેમનામાં નિષ્કામતા ઘટિત થઈ શકે છે. કારણ કે, સકામતાનું મૂળ, શરીર રક્ષા અને પરલોક પ્રાપ્તિ છે. આ બન્નેની ઇચ્છા, તેમને બાકી હોતી નથી. કારણ કે, તે જગત્‌ને (પિંડ-શરીર સહિત-બ્રહ્માંડને) નાશવાન્ અને પ્રવાહરૂપ સમજે છે; અને પરમાર્થતત્વ તેમને પ્રાપ્ત છે. તેથી તેમનું જીવન પરાર્થ છે. તે ઉપરથી એવો સાર નીકળે છે કે, પોતાના વાસ્તે ફળની ઇચ્છા ન રાખતાં, પરાર્થ જે કર્મ થતાં જાય, તે કર્મોનું નામ નિષ્કામ કર્મ, (તેમના શરીર યાત્રાનો સમાવેશ તેમાં થઇ જાય છે.) એવી અનિચ્છિત પ્રાવાહિક ક્રિયાવાળા નિષ્કામ પુરૂષ, વિરલ નીકળે છે. તેમજ તેમની સકામ, નિષ્કામ, પ્રાવાહિક, પરેચ્છિત ગતિ-ક્રિયાને સમજવાવાળા પણ દુર્લભ હોય છે. તેથી આ અસાધારણ અપવાદરૂપ વિષયને એક બાજુ રાખીને, વ્યવહારિક નિષ્કામતાપર ધ્યાન ખેંચવું પડેછે. પ્રાણ અને ચક્ષુની ક્રિયા, ઇચ્છિત અને અનિચ્છિત પણ હોય છે-થાયછે; તેથી તેમાં સકામતા અને નિષ્કામતા તથા પ્રાવાહિક અને અપ્રાવાહિકનો આરોપ પણ કરી શકાય છે. પ્રસ્તુત પ્રસંગમાં નિષ્કામતાનો એવો અર્થ થાય છે કે, ફળની ઇચ્છા વિના સ્વાર્થ રહિત પરાર્થ અંશમાં જે કર્મ કરવામાં આવે, તેનું નામ નિષ્કામ કર્મ છે. તેવાં કર્મ કરવાવાળામાં જે કામના રહિતપણું છે, તેનું નામ નિષ્કામતા છે. એવી નિષ્કામતાથી પણ જીવન, રાગ, દ્વેષ રહિત નિર્લેપ થઈ શકે છે-હોઇ શકે છે. એવા નિષ્કામ પુરૂષનાં લક્ષણ આ છેઃ—

(૧) ધર્મ નિર્ણયિક પુરૂષનાં જે લક્ષણ ઉપર કહેવામાં આવ્યાં છે, તે લક્ષણ જેનામાં હોય; અર્થાત્ જેને સામાન્યતઃ પરોક્ષ શાંતિ હોય; બંધમાં શોક, અને મુક્તિથી હર્ષ ગ્રસ્ત ન હોય-ન થાય; તથા મત-પંથના ઝઘડા અને દ્વેષથી રહિત હોય.

(૨) પૃથક પૃથક મત-પંથોનાં સિદ્ધાંતોનાં સાધર્મ્ય, વૈધર્મ્ય અર્થાત્ સમાનતા અને અંતર-ભેદ, તેની લાભ હાની સહિત જાણતા હોય. યથાઃ—

## (મતોની સમાનતાનું ઉદાહરણ.)

(ક) ન્યાય અને વૈશેષિક મત, યથાર્થ જ્ઞાન, (મિથ્યા જ્ઞાન નિવૃત્ત થઇને, યથાર્થ નિર્ણય થવો) થવાપર આત્મા અને મનના સંયોગ-સંબંધનો અભાવ થવાથી અર્થાત્ મનની સ્થિરતાથી જીવનો મોક્ષ માને છે.

(ખ) સાંખ્ય અને યોગ મત, અવિવેક નાશપૂર્વક, વિવેક થવા-થયા પછી ચિત્ત નિરોધ થવાપર ચિત્ અને પુરૂષ, આ બન્ને પોતપોતાના સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે, એવી સ્થિતિનું નામ મોક્ષ કહેછે.

(ગ) પૂર્વ મિમાંસા, અમુક કર્મ (એક ભવિકવાદ) કરીને નિષ્કામ થવાપર કર્મ-બંધ-નાશ થયા પછી જીવને સુખ ધામમાં અક્ષય સુખ પ્રાપ્તિ-સ્થિતિને મોક્ષ માને છે.

(ઘ) વેદાંતશાસ્ત્ર-વિવેકાદિ થયા પછી નિર્ણિત કરેલ ઇષ્ટ તત્વમાં નિદિધ્યાસન-ચિત્તની એકાગ્રતા (આત્મ સ્વરૂપાનુસંધાન) આત્મ સ્વરૂપાવસ્થિતિને મોક્ષ કહે છે. અર્થાત્ વાસના રહિત મનની સ્થિતિ થયે, આત્મસ્વરૂપ, નિર્દોષ, નિર્લેપ અનુભવાય છે.

જેમ નૈયાયિકાદિ પોતપોતાની શૈલીથી પરમતત્વ ઉપદેશે છે, તેમ વેદાંત સંપ્રદાય, જીવ બ્રહ્મ એક, એવી શૈલીમાં પરમ તત્વ ઉપદેશે છે. સારાંશ કોઇની શૈલીને પકડીને, ખંડન મંડન કરવું, વા પોતાની શૈલીપર દુરાગ્રહ રાખવો, તે અજ્ઞાનતા છે. કિન્તુ સર્વના લક્ષ્યપર ધ્યાન આપવું જોઇએ.

(ઙ) ઉપનિષદ્,-જો કે એક બ્રહ્મ પરજ છે, અને તેનાથી ઇતર જગતને નાશવાન, અને જગત્‌ના ઉપાદાનને તુચ્છ માને છે. તેનું રૂપાંતર વેદાંત છે. ગીતા અને શ્રીમચ્છંકરાચાર્ય, તેઓ ઉપનિષદ્ તથા વેદાંત શાસ્ત્રપર છે. તેથી તેનો મત, જુદો કહેવાની આવશ્યક્તા નથી.

(ચ) બુદ્ધદેવનો પોતાનો કોઇ પક્ષ નથી-કિન્તુ યમ, નિયમ, શમ, દમ, નીતિ અને સમાનતાપર છે. પરંતુ બૌદ્ધોમાં એક પક્ષકાર એવું કહે છે કે, પૂર્વ પૂર્વની વાસના કરીને ક્ષણિક વિજ્ઞાન નામનો પદાર્થ (આત્મા, બુદ્ધિ, પુરૂષ, પ્રકૃતિ, અજડ, અચેતન, જીવ, અજીવ) ક્ષણ ક્ષણમાં રૂપાંતરને પામે છે. તેને યોગ બળથી નિરોધ કરવાપર વાસનાનો અભાવ (પૂર્વાભ્યાસનું બળ ક્ષીણ) થઇને ક્ષણિક પદાર્થ-(વિજ્ઞાન) સ્વસ્વરૂપમાં સ્થિત થઇ જાય છે, તેનું નામ નિર્વાણ (મોક્ષ) છે. બૌદ્ધોમાં બીજો પક્ષકાર એમ માને છે કે,-જે ઉત્પત્તિથી પહેલાં, અને નાશ થયા પછી નથી હોતું, તે વર્તમાનમાં પણ નથી; અર્થાત્ શૂન્ય રૂપ છે. તેથી આ વર્તમાન પરિણામ રૂપ (ઉત્પત્તિ નાશવાન્) દશ્ય, શૂન્યરૂપ છે; સારાંશ આ દશ્યથી ઉપરામ થવાથી જે સ્થિતિ, તેનું નામ મોક્ષ છે. (બૌદ્ધોના બીજા બે પક્ષ, તેની અંતરગત આવી જાય છે.)

(છ) જૈનનો મુખ્ય મત એમ કહે છે કે, જીવનાં જે કર્મોનાં આવરણ છે, તે કર્મ કરીને નાશ થવાથી, નિર્દોષ થઇને, શુદ્ધ નિરાવરણ-સ્વસ્વરૂપમાં સ્થિત હોવા-થવાનું નામ મોક્ષ છે. પૌરાણીઓની સમાન, જૈનીઓમાં દિગમ્બર, શ્વેતામ્બર, ઢુંઢક વગેરે અનેક પંથ છે, તેના સંબંધમાં અહિં કહેવાની જરૂર નથી.

(જ) મુસલમાનોમાં એક ગુપ્ત-સૂફી મત કહેવાય છે. અને તે ફારસી ભાષામાં ઉપનિષદ્ થયા પછી, ઉત્પન્ન થયેલ હોય, એમ જણાય છે. આ મત સંસારને મૃગતૃષ્ણાવત્ માનીને, સ્વસ્વરૂપ (આત્માનો આત્મા)માં સ્થિતિને મોક્ષ કહે છે.

એ પ્રકારે મુખ્ય મુદ્દા લક્ષ્ય-(જીવ અને જીવનો સ્વાર્થ મોક્ષ-આ વિષય)માં ઉપર જણાવેલ પ્રત્યેક મતની (વિશ્વાસી પંથ, અર્થાત્ વર્તમાન ઇરાની (પારસી), યાહુદિ, કિરાની (ક્રિશ્ચિયન), કુરાની (મુસલમાન), પુરાની, જૈની વગેરેના પક્ષોની) ચર્ચા કરવાની અહિં જરૂર નથી-તેથી તેની તુલના અહિં કરી નથી.

ભક્તિ-ઉપાસ્ય-ઉપાસકભાવ, અને તેના ઉપયોગપર જઇએ તો, મનને પાપ રહિત કરીને, સદાચારી બનાવીને, સંસારથી ઉપરામ થઇને, મનને ઇષ્ટાકાર કરીને, તેમાં લીન કરવું, તે તેને મોક્ષ માને છે.

અર્થાત્ સારગ્રાહી દૃષ્ટિથી તેજ પરિણામ આવે છે. સમાનતા છે, એમ કહી શકીએ છીએ-અર્થાત્ મનને વિક્ષેપકારક (અસત્-દુઃખદ-પાપ) કર્મોથી અલગ કરીને-દૂર કરીને-હઠાવીને, સત્કર્મોદ્વારા પોષણ કરીને (પુષ્ટ-તાજું કરીને)-સારાંશ શુદ્ધ અને ઉત્સાહી બનાવે. પછી વિવેક વૈરાગ્ય સંપન્ન થયે, અભ્યાસ દ્વારા, મનને નિરૂદ્ધ પરિણામમાં લાવીને, સ્થિર કરી લેવું. (હાં! સર્વનું લક્ષ્ય એક, મનને વિક્ષેપકારક, જે પાપકર્મ, તેનાથી રહિત રાખવું, (નિષ્પાપ કરવું), અર્થાત્ સદાચરણી બનાવવું, શુદ્ધ રાખવું, તથા એકાગ્ર કરવું, તે તેની પ્રાપ્તિનું સાધન સર્વને માન્ય છે; તોપણ તે સાધન કોઇ કરતું નથી; કિન્તુ જીવ, ઇશ્વર, મોક્ષાદિના ઝઘડામાં પડીને, ખાન, પાન, ધર્મ સંકેતાદિની તકરારમાં ઉતરીને, દ્વેષ થવાનાં નિમિત્ત બની ગયેલ-રહેલ છે.) વાહ રે! અજ્ઞાન, સ્વાર્થ અને પક્ષ!! પછી જે શેષ ઇષ્ટ છે, તે સ્વયં અનુભવમાં આવી જશે. અર્થાત્ પ્રાપ્ત થઈ જશે. એમ થવાથી,—

બંધ સાધક અને સંબંધ-(જીવાત્મા પ્રકૃતિનો સંસર્ગ) કારક જે વાસના છે, તે વાસનાનો અભાવ, મોક્ષસુધીની વાસનાનો અભાવ, થઈ જાય છે. કે જે ઉક્ત સંબંધનાશક અને બંધબાધક-અર્થાત્ મોક્ષ થવાતું મુખ્ય સાધન છે.

ઉપરોક્ત પ્રકાર માત્ર, સારગ્રાહી દૃષ્ટિથી કહેવાયેલ છે, એમ જાણવું જોઇએ. કારણ કે, ઉપર્યુક્ત સમાન સિદ્ધાંતપર પહોંચવાની જે તે તે સિદ્ધાંતીઓની શૈલી-શ્રેણી છે, તે શૈલીઓમાં તો પરસ્પર ઘણોજ અંતર છે. તે અંતરમાં અજાણપણે ધર્માનુયાયીઓમાં એક બીજા મતનું ખંડન

મંડન ચાલ્યું રહે છે. અને પક્ષમાં આવૃત્ત થઈ જવાથી ખંડનમંડન કરવાવાળા સત્‌થી દૂર રહી જાય છે.

મત-પંથોના અંતરનું ઉદાહરણ, પ્રસંગ, પક્ષકારોનાં અંતર જણાવવાની ફરજ પાડે છે, અતઃ અંતરનું પણ ઉદાહરણ કહેવું પડે છે.

(ક) ઇરાની ધર્મ, કે જે વેદધર્મની શાખા હતી; ચાર પાંચ હજાર વર્ષથી રૂપાંતરને પ્રાપ્ત થઇ ગયેલ છે. તે અર્થાત્ પારસી તરીકા, તેનાથી નીકળેલ યાહુદી પંથ, તેનાથી થયેલ ખ્રિસ્તિ રિલિજ્યન, અને તેનાથી પેદા થયેલ મુસલમાની મજહબ, આ સર્વ, બ્રહ્મસમાજી–પ્રાર્થનાસમાજી વગેરેના મત તેની અંતરગત છે. જીવ અને જગત્‌ને ઇશ્વરે પોતાની ઇચ્છાનુસાર અભાવથી (અનુપાદાન–મૅટર વિના) બનાવેલ છે, એમ માને છે. તેથી તેમના મંતવ્યાનુસાર જીવ સ્વતંત્ર છે, એમ માની જઇ શકાશે નહીં. અર્થાત્ તેમના સિદ્ધાંતાનુસાર જીવમાં નિષ્કામતા આવી શકતી નથી-કારણ કે જીવ નામક યંત્ર-તંત્રને, ઇશ્વરનેજ આધીન રહેવું પડે છે. અલબત વિશ્વાસ આધીન પોતાને રાખી શકે છે.

હિન્દુ સંપ્રદાય–જો કે વેદરૂપી મૂળની અનેક શાખાવાળા થઈ ગયા છે. અને મુસલમાન આદિ મજહબના સંસર્ગથી વિચિત્ર વાડા–પંથ–સંપ્રદાયના રૂપમાં આવી ગયેલ છે. જીવ, ઇશ્વર અને પ્રકૃતિ (માયા–મૅટર)ને અનાદિ માને છે. તેમજ જીવના કર્માનુસાર વ્યવસ્થા થવી સ્વીકારે છે. આ સિદ્ધાંતમાં વિશ્વાસને દરમીઆનમાં ન લઇને પણ જીવ, પોતાની મર્યાદામાં સ્વતંત્ર માની જઈ શકાય છે. આર્ય સમાજી વગેરેના મત તેની અંતર છે. બીજા ધર્મ-પંથોના સમાન, વા સોસાઇટીઓની માફક આર્યસમાજ વાડા વા સંપ્રદાય રૂપમાં નથી, એવું તેના મૉરલ ૧૦ નિયમોથી સ્પષ્ટ થતું હતું; પરંતુ આર્યસમાજની, આર્યપ્રતિનિધિઓની પ્રચાર કરેલી, બે વાતો સ્પષ્ટ કરી બતાવે છે કે, સંકુચિત વિચારોના પ્રતાપથી વેદ વિશ્વાસી આર્યસમાજે પણ, દયાનંદી સમાજ, અર્થાત્ એક વિશ્વાસી વાડો, વા એક દયાનંદી સંપ્રદાયરૂપ ધારણ કરી લીધું છે. યાને એક પ્રકારનો સંપ્રદાય વા વાડો છે.

### ઉપરોક્ત બે વાતો આ છેઃ—

(૧) સ્વામી દયાનંદનું મંતવ્ય, અમંતવ્ય, સિદ્ધાંત, અને અર્થ માન્ય. તેને અનુકૂળ ઉપદેશ અને અર્થ, તેના માનવાવાળા અને કરવાવાળા જ ઉપદેશક રાખવામાં આવે. (આર્યપ્રકાશ, ડિસેમ્બર ૧૮, ૧૯૦૪).

(૨) સ્વામી દયાનંદકૃત, સત્યાર્થ પ્રકાશની પરીક્ષા, વેદ ધર્મની

પરીક્ષા છે. (આર્યાવર્ત્ત માર્ચ ૧૯૦૪). અતઃ આર્યસમાજ, દયાનંદી વાડો થવો–બનવો સ્પષ્ટ છે. જ્યારે ત્યારે એમ થવુંજ જોઇએ. કારણ કે, જેનો આધાર એક વ્યક્તિના લેખ વા કથનપર છે, કિંવા જેના વિચાર, મંતવ્ય સંકુચિત સીમાવાળા છે, તે સમુદાયને પંથ વા મત વા સંપ્રદાયનું રૂપ, જ્યારે ત્યારે પકડવું પડે છે, એ સ્વાભાવિક છે.

(ખ) જડવાદ (પંચતત્વવાદી, પ્રકૃતિવાદી, એક શક્તિ વા ગતિનું રૂપાંતર આ જગત છે, એવું માનવાવાળા દહરીયા, અજીવવાદી, લોકાયત ઇત્યાદિ)માં શરીરનાં તત્વોનું પરિણામ જે જીવ, તે બીજાની ફોર્સને આધીન છે. અને જડવાદીને શરીરના મોહ આધીન થવું પડે છે. તેથી તે વિશ્વાસ આધીન નથી, તોપણ નિષ્કામતાના પૂર્ણ અધિકારી થઇ શકતા નથી.

પરંતુ હિન્દુ મતમાં, તેવું નથી; કિન્તુ ઉપર કહ્યા અનુસાર નિષ્કામ થઇ શકે છે. યદ્યપિ હિન્દુ ધર્મમાં કેટલાક પક્ષકાર વિશ્વાસી (જૈની, શિખ, પૌરાણિક–(રામાનુજ, વલ્લભ, વિષ્ણુસ્વામી, મધ્વ, નિંબક–આચાર્ય, વૈષ્ણવ, શૈવ, શાક્ત, વગેરે સાંપ્રદાયિક)જ છે. તથાપિ તેમનાં મૂળને વિચારીએ તો, ઉપર્યુક્ત પરિણામ નીકળી આવે છે; ઇત્યાદિ.

## (થિઓસોફી અને હિન્દુ ધર્મનો મુકાબલો.)

હિન્દુ અને થિયોસોફી (નવીન પુરાણી) પંથ વા તેના લીડરોનાં સિદ્ધાંત–મંતવ્યમાં નીચે લખ્યા પ્રમાણે અંતર છે.

થિયોસોફી પણ એક પંથ છે. તેના પ્રમાણ પુરાવામાં મુંબઇ સમાચારે (તા. ૨૬–૩–૧૯૦૪: તા. ૧૫–૪–૧૯૦૪ વગેરે અંકોમાં) તેનાં (થિ.) અંગ્રેજી કોટેશન પ્રસિદ્ધ કરીને, તેપર વિસ્તાર પૂર્વક પોતાનો અભિપ્રાય પ્રગટ કરેલો છે. અને તેની માફક ઇન્ડિયન મેસેન્જર કલકત્તા, આર્ય મેસેન્જર લાહોર, (તા. ૧૫–૮–૦૪; ૨૬–૮–૦૪; ૧–૯–૦૪ તથા મરાઠા–પુના તા. ૨૧–૮–૦૪) વગેરે વગેરે આર્યવર્ત્તનાં ઘણાં લોકપ્રિય ન્યૂસપેપરોએ, અને અન્યાન્ય પ્રતિષ્ઠિત પ્રસિદ્ધ વિદ્વાનો અને સાધુજનોએ વિવિધ લેખ પ્રગટ કરીને, થિયોસોફી એક પંથજ છે, એટલુંજ નહીં, કિન્તુ તેનાથી પણ કોઇ જુદીજ વિલક્ષણ રચના–ઢંગ, તંત્રણા, પૉલીસી છે, આંહીં સુધી પ્રમાણથી સાબીત કરી દીધેલ છે. તેની ખાત્રી, પરીક્ષા, યથાસ્થિત તોલના કરવી હોય તો, તે લેખ ઉપરાંત શ્રીમાન્ સ્વામી શંકરાનંદજી સંયોજિત્ થિયોસોફી તંત્ર (ગુજરાતીમાં) અને મિ. પેસ્તનજી અરદેસર વાડીયા એમ–એ. પ્રોફેસર ગુજરાત કૉલેજ અમદાવાદ કૃત (An inquiry into the Principles of

modern Theosophy with an appendix Pantheism) તથા અદ્વૈતાદર્શ આદિ ગ્રંથ અવશ્ય વાંચવાથી સર્વ હેતુ-ગર્ભિત્-રહસ્ય જ્ઞાત્ થઈ શકે છે.

ઈશાની, કિશાની (christian) અને કુરાની વગેરે મજહબ અને હિન્દુ સંપ્રદાયમાં શું શું તફાવત છે, તે લગભગ સર્વ જાણે છે. તેથી તેનો વિશેષ ભેદ જણાવ્યો નથી-પરંતુ કેટલાક સાક્ષર હિન્દુ અને શાસ્ત્રી લોક અને સામાન્ય ભણેલા હિન્દુ એવું માને છે કે, થિયોસોફીનાં સિદ્ધાંત, હિન્દુ ધર્મને અનુકૂળ છે; તેથી તથા થિયોસોફી બીન મત છે, અને હિન્દુસ્તાનમાં ફક્ત ૪૦ વર્ષ થયાં પરદેશથી આવેલ છે. અતઃ તેના આંતરિય સિદ્ધાંતથી સાક્ષર વર્ગ અન્ય હિન્દુ અજાણ્યા છે, તેથી બીજા ધર્મની અપેક્ષા, તેનો વિશેષ અંતર જણાવવો પડ્યો છે, એમ સમજવું.

(એ) થિયોસોફી પંથ, બ્રહ્મને અગમ કહેતા છતાં પણ તેને પરિણામી, (રૂપાંતર થવાવાળો, સ્ફુરણ કરવાવાળો-ગતિવાન્-અને અવયવોનો સમૂહ) માને છે, પરંતુ હિન્દુ ધર્મ, બ્રહ્મને અપરિણામી (અખંડ-રૂપાંતર ન થવાવાળો-એકરસ-નિષ્કલંક-અચળ-નિરવયવ) માને છે.

(બી) થિ૦ પંથ, ઇશ્વર (લોગોસ) તે બ્રહ્મનું પરિણામ છે, અને તે અનેક છે. તથા તે દરેક સમેકના જુદા જુદા છે, એમ માને છે. પરંતુ હિન્દુ ધર્મ, ઇશ્વરને, એકરસ, અખંડ, અને એકજ માને છે. હિદુધર્મના કોઇ કોઈ વિવેચક, સમજાવવાને વાસ્તે (પ્રક્રિયાના તોરપર) માયા અને બ્રહ્મ, આ બન્નેના મિશ્રણને ઇશ્વર સંજ્ઞા દઇને-આપીને, તેમાંથી માયા ભાગને પરિણામી (ઉપાદાન-મૅટર) અને બ્રહ્મ ચેતનને અપરિણામી-જગતનું નિમિત્ત કારણ માને છે.

(સી.) થિ૦ પંથ, જગતને બ્રહ્મનું પરંપરા પરિણામ બતાવે છે. પરંતુ હિન્દુ ધર્મ, જડ અને ચેતન આ બે પદાર્થોને અનાદિ માને છે. તથા જગત્‌ને જડ માયા (પ્રકૃતિ-અજીવ) કે જે, બ્રહ્મમાં અધ્યસ્ત-વ્યાપ્ય અને બ્રહ્માશ્રિત બ્રહ્મની વિવર્ત્ત છે; (યથા-જ્યાં રજ્જુ (દોરી)માં સર્પ જોવામાં આવે, ત્યાં અવિદ્યા નામક પદાર્થ (માયાનો એક અંશ-વિભાગરૂપ સૂક્ષ્મા પદાર્થ)નું પરિણામ સર્પ છે. તે સર્પ, રજ્જુનો વિવર્ત્ત કહેવાય છે. જે ઓરડામાં મોટો આઇનો (કાચ) લગાવેલ-રાખેલ હોય, તેમાં જો અજાણ્યો આદમી જાય છે, તો તેને બીજો ઓરડો (કાચની અંદર દેખાય છે, તે) દેખાય છે. તેથી તે, તે ઓરડામાં જાય છે, ત્યારે કાચ સાથે અથડાય છે. આ દ્રષ્ટાંતમાં મનુષ્યને જે બીજો ઓરડો પ્રતીત થયો-દેખાયો, તે ઓરડો, અને તેનું ઉપાદાન, તે કાચનું વિવર્ત્ત

કહેવાય છે. તે કાચનું સ્વરૂપ નથી. અર્થાત્ કાચ, વા દ્રષ્ટાનું મન, તે ઓરડાનું ઉપાદાન નથી. તેનું પરિણામ માને છે.

(ડી) (થિ૦) કહે છે કે,-જીવ, તે પરમાત્માનો અંશ છે, અને તેમાં પરમાત્માના જેવી શક્તિ, અને ગુણ રહેલ છે. પરંતુ તે તિરોધિત છે. જ્યારે તે અશ, (આત્મા, બુદ્ધિ-મનસ) અર્થાત્ જીવ ગતિવાન્ બનીને, વિકાસ ક્રમાનુસાર બીજા (બ્રહ્મનું બીજુંરૂપ) સંબંધમાં આવે છે, ત્યારે તે અંશ, અર્થાત્ જીવ, ઇશ્વર સ્વરૂપ થઇ જાય છે. હિન્દુ ધર્મ, જીવને ઇશ્વરનો વ્યાપ્ય અને અનાદિથી કર્તા ભોક્તા માને છે. તેમજ હિન્દુ ધર્મનો એક પક્ષ, ઘટાકાશ સમાન ઉપાધિ અવચ્છિન્ન બ્રહ્મનો અંશ સંજ્ઞા આપીને તે અંશયુક્ત અંતઃકરણ, અર્થાત્ તે સમૂહની જીવ સંજ્ઞા રાખે છે. તોપણ તે અંશને અક્રિય, અપરિણામી, અમિશ્રિત, અખંડ, નિરવયવ, અકર્તા, અભોક્તા, અને વિકાસક્રમમાં ન આવવાવાળો માને છે. અર્થાત્ થિયોસોફી સમાન માનતો નથી.

(ઈ) થિ૦, જીવને મધ્યમ (મિશ્રિત-પરિણામી) અર્થાત્ આત્મા, બુદ્ધિ, મનસ, આ ત્રણ તત્વોનો સમૂહ માને છે. હિન્દુ ધર્મ, જીવને એક તત્વ માને છે.

(એફ) થિ૦, જીવની ઉત્પત્તિ અને લય માને છે. હિન્દુ ધર્મ, જીવને એક અનાદિ તત્વ માને છે. તેનો લય કહેતા નથી.

(જી) થિ૦, જીવ ઉત્પન્ન થઇને ખનિજ, વનસ્પતિ, પશુ, પક્ષી અને પહેલી મનુષ્ય યોનિમાં આવે, ત્યાંસુધી જીવને જવાબદાર માનતા નથી-હિન્દુ ધર્મ, જીવને અનાદિથી પ્રવાહરૂપમાં જવાબદાર માને છે.

(એચ) થિ૦, મનુષ્યના જીવને, વનસ્પતિ, પશુ, પક્ષી વગેરે યોનિમાં જવું, યોનિ મળવી નથી માનતા. હિન્દુ ધર્મ, જીવ માત્રને, પશુ, પક્ષી યોનિમાંથી મનુષ્ય, વનસ્પતિ યોનિમાં, અને મનુષ્ય યોનિમાંથી વનસ્પતિ, પશુ, પક્ષી વગેરે યોનિઓમાં જવું માને છે. અર્થાત્ યથા-કર્મ, ઉંચ નીચ યોનિ મળવી સ્વીકારે છે.

(આઇ) થિ૦, પ્રાણી (વનસ્પતિ, પશુ, પક્ષી વગેરે) અને મનુષ્યના જીવને સમાન માનતા નથી-અર્થાત્ તેના સ્વરૂપ-તત્વ-મિશ્રણમાં અંતર માને છે. હિન્દુ ધર્મ, સર્વમા જીવને એક સદશ-સરીખા માને છે.

(જે) થિ૦ પંથ, બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાન માને છે. હિન્દુ ધર્મ બ્રહ્મને નિમિત્ત, અને માયાને ઉપાદાન માને છે.

(કે) થિ૦, એકરસ, અખંડ, વ્યાપક, એવા ઇશ્વરને જગત્-કર્તા માનતા નથી, કિન્તુ દેવતાઓથી રચિત સ્વીકારે છે. પરંતુ હિન્દુ ધર્મ,

એકરસ, વ્યાપક, અખંડ ઇશ્વરને એકજ, અને અખિલ બ્રહ્માંડ-જગત્ બનવાનું નિમિત્ત કારણ છે, એમ માને છે.

( એલ ) થિ૦, વેદને, વ્યાપક, અખંડ ઇશ્વરનો, પ્રેરિત માનતા નથી, કિન્તુ દેવતા પ્રેરિત સ્વીકારે છે. તેથી હિન્દુઓની સમાન વેદને સ્વતઃ પ્રમાણ માનતા નથી- પરંતુ હિન્દુ ધર્મ વેદને, વ્યાપક, અખંડ એક ઇશ્વર પ્રેરિત માને છે. અને તેથી વેદને સ્વતઃપ્રમાણ સ્વીકારે છે.

થિ૦ કહે છે કે, વીશમી સદીમાં વિદ્વાન્ જાણવા લાગ્યા કે, ગુપ્ત મત ( થિયોસોફી મત ) નવીન શોધાયેલ નથી, કિંવા રજનું ગજ કરીને ખડો કરેલ નથી-બલ્કે તેનાથી ઉલટી તેની ( ગુપ્તમતની ) આકૃતિ કરીને બતાવવામાં આવ્યો છે. અંતમાં તેનો ( ગુપ્તમતનો ) બોધ વેદથી પહેલાંનો છે. આ ભવિષ્ય કથન ઢોંગ ( બનાવટ ) નથી, બલ્કે ફક્ત સાચી બાબતોના જ્ઞાનપર રચેલી બાબત છે. ( From The Theosophy in relation to Human life ).

આ ઉપરનાં વાક્યો મૅડમ બ્લેવેટસ્કી કૃત ( Secret Doctrine ) સીક્રેટ ડૉકટ્રીન-ગુપ્તમત પૃષ્ટ ૨૧ નાં છે. અને તેની સાક્ષી ( પ્રમાણ ) લેવાવાળી-માનવાવાળી મિસિસ્ એની બિસાંટ, પોતાના વ્યાખ્યાનમાં કહે છે. અર્થાત્ તેને ( સિ૦ ડૉ૦ ) પ્રમાણ બતાવે છે. સારાંશ એ છે કે, હિન્દુઓના વેદથી પહેલાં, અમારો ગુપ્તમતનો બોધ હતો. ઇત્યાદિ.

( એમ ) થિ૦, શ્રીકૃષ્ણના અવતાર અનુસાર, ઇસુખ્રિસ્તને મહાવિષ્ણુનો અવતાર માને છે. પરંતુ હિન્દુ ધર્મ, તેને ( ઇસુખ્રિસ્તને ) વિષ્ણુનો અવતાર માનતા નથી,-કિન્તુ સાધારણ જીવ સ્વીકારે છે.

( એન ) થિ૦, મૂર્તિ પૂજાને, ઇશ્વરની વા ઇશ્વર અવતારની પૂજા માનતા નથી-બલ્કે પ્રતિષ્ઠા સમય, શ્રેષ્ટ પુરૂષોની વિદ્યુત-વિજળીનો પ્રવેશ થાય છે, તે વિજળી મળવાના કારણથી મૂર્તિનું સેવન સ્વીકારે છે. પરંતુ હિન્દુ ધર્મનો મોટો પક્ષ, મૂર્તિપૂજા, તે ઇશ્વર વા ઇશ્વર-અવતારની પૂજા છે, એમ માને છે. અને કોઇ પક્ષ, મૂર્તિપૂજાને સર્વથા વ્યર્થ માને છે.

( ઓ ) થિ૦, ગંગા વગેરે નદીઓમાં મહાત્માઓની ઓરા ( aura ) આવે છે, તે ઓરાના મળવાથી ગંગા આદિ નદીઓમાં સ્નાન કરવાનું સૂચવે છે. હિન્દુ ધર્મનો અમુક પક્ષ, ગંગાદિમાં સ્નાન કરવાથી પાપ કપાઇને મોક્ષ મળે છે, એવું માનીને, ગંગાદિને તીર્થ માને છે. અને કોઈ પક્ષ ગંગાદિને સર્વ સાધારણ નદીઓ સમાન બતાવે છે. ઓરા મળવી વા તીર્થરૂપ સ્વીકારતા નથી.

(પી) થિ૦ પંથ, શ્રાદ્ધ સંબંધમાં એમ માને છે કે,-મર્યા પછી જીવ વિનાનું છાયા શરીર અથવા કામ-શરીર, ભૂત, પ્રેત, બનીને મનુષ્યને નુકશાન કરે છે; તેથી તેની વાસના નિવૃત્તિ અર્થે, શ્રાદ્ધ ક્રિયા કરવી જોઇએ. અને કોઇક એવો પ્રેત હોય છે કે, જેના કામ-તત્વમાં જીવ (આત્મા, બુદ્ધિ, મનસ,) પણ હોય. પરંતુ હિન્દુ ધર્મનો કોઇ પક્ષ, પ્રેત શરીરમાં પોતાના અસલ પિતૃનો જીવ માનીનેજ શ્રાદ્ધ કરે છે. અને કોઈ પક્ષ, મૃતક શ્રાદ્ધને વ્યર્થ (મરેલા પિતૃઓને ન પહોંચવું) માને છે.

(ક્યુ) થિ૦, બ્રહ્મને, સત-ચિત-આનંદ, આ ત્રણ અંશવાળો, એક સ્વરૂપ માનીને, પરિણામી માને છે. હિન્દુ ધર્મ, બ્રહ્મને સચ્ચિદાનંદ સ્વરૂપ માનીને પણ, અપરિણામી માને છે. અને હિન્દુ ધર્મનો એક પક્ષ, સત્ અર્થાત્ પ્રકૃતિ, ચિત્ અર્થાત્ જીવ, અને આનંદ અર્થાત્ પરમાત્મા, આ ત્રણેના સમૂહને, બ્રહ્મ નામ દે છે.

(આર) થિ૦, વિકાસક્રમને નદીના પ્રવાહની સદૃશ, અર્થાત્ ઉત્તરોત્તર ઉન્નતિનો પ્રવાહ માને છે; અવનતિ નથી માનતા-હિન્દુ ધર્મ, સમુદ્રની લહેરો સમાન ઉન્નતિ, અવનતિ; અવનતિ, ઉન્નતિ, એ પ્રકારે યથા કર્મ તથા ક્રમ, ઉન્નતિ, અવનતિ માને છે.

(એસ) થિ૦ના લીડર, શુદ્ધ બ્રહ્મમાં વિદ્યા, અને અવિદ્યા, આ બે અવ્યક્ત પદાર્થ રહ્યા છે, તે શું છે? તેને અમે જાણતા નથી; એમ લખે છે. પરંતુ હિન્દુ ધર્મની રીતિ (પ્રક્રિયા) અનુસાર થિ૦-ના માનેલ મહાનિર્વાણ વગેરે સાત લોક, અને લોગોસ વગેરે તે વિદ્યા, અવિદ્યાનાં ઉતરતાં પરિણામ છે; એવું સિદ્ધ કરે છે. અર્થાત્ થિ૦, હિન્દુ ધર્મનાં મુખ્ય સિદ્ધાંતોને જાણતી પણ નથી.

(ટી) થિ૦ પંથ, હિન્દુઓની માન્યતાનુસાર વર્ણાશ્રમને સ્વીકારતી નથી.

ઇત્યાદિ પ્રકારથી હિન્દુ ધર્મ અને થિ૦ પંથનાં મંતવ્ય-વિશ્વાસમાં બીજા પણ બહુજ અંતર છે.

ઇત્યાદિ અંતર પ્રસિદ્ધ થયા પછી, થિ૦એ સ્થાપેલ સેન્ટ્રલ હિન્દુ કૉલેજની કમીટીના ઘણા પ્રતિષ્ઠિત હિન્દુ મેમ્બરોએ, તે કમીટીથી જુદા થવા માટે ઈસ્તીફા (રાજીનામું) દઇ દીધું-(આ વાત ન્યૂસપેપરોમાં પ્રસિદ્ધ છે.) જો પ્રથમથીજ થિ૦ અને હિન્દુ ધર્મના અંતરને જાણતા હોત તો, તેના ઇરાદાનો અનુચિત ઉપયોગ ન થાત. ઉક્ત અંતર થિ૦ના લીડરોના બનાવેલ પ્રસિદ્ધ ગ્રંથ અને વેદશાસ્ત્રના વાંચવાથી સ્પષ્ટ થઇ જાય છે.

ઉપર્યુક્ત પ્રકારથી જુદા જુદા ધર્મ-મત-પંથનાં સિદ્ધાંત અને તેનું અંતર જાણવાથી નિષ્કામતાનો અનુચિત ઉપયોગ થતો નથી-તેમજ વર્તમાનના અનેક પક્ષ, દર્શન, શ્રવણ, નિષ્કામતા થવામાં પ્રતિબંધક છે. તેથી નિષ્કામતાના અધિકારીમાં આ (ઉપરોક્ત) બીજું લક્ષણ હોવું જોઇએ.

૩ નિષ્કામતાના અધિકારીનું ત્રીજું લક્ષણ એ છે કે:—તે વિધિ, નિષેધ અને સ્વાભાવિક, આ કર્મોનો નિર્ણય કરીને, પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ, તથા વ્યષ્ટિ સમષ્ટિ કર્મને સમજીને, કામ્ય કર્મનો ત્યાગ કરીને, નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત કર્મો કરીને, નિષ્કામ કર્મમાં પ્રવૃત્ત રહે છે. અર્થાત્ જેમ નિત્ય ભોજન ન કરવારૂપ કર્મથી, જે પ્રતિકૂળ પરિણામ નીકળવાવાળું છે, તેને અટકાવવાને વાસ્તે, ભોજન ખાવારૂપ કર્મ કરવામાં આવે છે, તેમજ સત્શાસ્ત્રીય નિત્ય કર્મ, એટલામાટે કરવાં જોઇએ કે, તેના ન કરવાથી જે પ્રતિકૂળ વિક્ષેપાદિ દુ:ખ-પરિણામ આવવાવાળું છે, તે અટકે. જ્યારે કોઇ સત્તાધારી માનવંત પુરૂષ આવેછે, ત્યારે તેનો સત્કાર ન કરવામાં આવે તો, તેનું પ્રતિકૂળ પરિણામ આવવાનું બને છે; તેને અટકાવવા વાસ્તે, તેનો સત્કાર કરવામાં આવે છે. તે પ્રકારે જ્યારે જ્યારે જેવાં જેવાં શાસ્ત્રીય ઉપર્યુક્ત નૈમિત્તિક કર્મ કરવાનાં થાય, ત્યારે ત્યારે તેવાં તેવાં, અધિકારી પુરૂષ કરે છે. કારણ કે, તે નૈમિત્તિક કર્મ ન કરવાથી, જે પ્રતિકૂળ પરિણામ આવવાવાળું છે, તે અટકે. જેમ અધિક ભોજનરૂપ કર્મથી દુ:ખ થાય છે, વા થવાવાળું છે, ત્યારે તેના નિવારણાર્થે પાચક, રેચક, ઔષધિનું સેવન રૂપ કર્મ કરવું પડે છે; તેમજ વર્તમાનમાં પ્રમાદથી જે કાંઈ અસત્-બુરૂં કર્મ બની જાય તો, તેના પરિણામ નિવારણાર્થ અધિકારી પુરૂષ પ્રાયશ્ચિત રૂપ કર્મ કરે છે. અને જેમ માતા પિતાના રજ વીર્યના અજ્ઞાત દોષથી, સંતાનને પ્રતિકૂળ પરિણામ નીકળવાનું છે, કિંવા કોઇ અમુક રોગીના અજાણપણે સ્પર્શાદિ થવાથી કાંઇ પ્રતિકૂળ પરિણામ આવવાનું છે, એમ વૈદ્ય જાણીને, તે ભૂત દોષનો નાશ તથા આગામી પરિણામને અટકાવવા વાસ્તે, વૈદ્ય કોઇ ઉત્તમ સામાન્ય દવા બતાવે છે, અને તે કરવામાં આવે તો, તેથી તે દોષ નાશ અને ભાવિ પરિણામ અટકી જાય છે. એ પ્રકારે વર્તમાન જન્મથી પૂર્વ જન્મમાં જે નિષિદ્ધ કર્મ, તે દોષ, અને તેનું ભાવિ પરિણામ, અને આ જન્મમાં જે અજ્ઞાત નિષિદ્ધ કર્મ કર્યાં હોય, તે દોષ અને તેનું ભાવિ પરિણામ અટકાવવાવાસ્તે, શાસ્ત્રીય સાધારણ પ્રાયશ્ચિત કરે છે. પૂર્વ, ઉત્તમ કર્મનું ફળ મળવાની અધિકારીને ઇચ્છા નથી-(જો તેનું ફળ થઇ

ગયું હોય તો, તે અંતઃકરણ શુદ્ધિ છે.) તથા વર્તમાન ઉત્તમ કર્મોનું ફળ મળવાની તેની ઇચ્છા નથી. અને પ્રારબ્ધ ભોગવ્યા વિના છુટકો નથી; તે, એ ભલી પ્રકારે જાણે છે. એ પ્રકારે પ્રારબ્ધ (જે કર્મના ફળનો આરંભ થઇ ગયો છે તે) ભોગવતાં, સંચિત (જે કર્મોના ફળનો આરંભ નથી થયો)નાં ભાવિ પરિણામોને અટકાવતાં, કામ્ય અને નિષિધ્ધ કર્મ ન કરતાં, અને આગામી પરિણામોને અટકાવતાં, શેષ જીવન, નિષ્કામ પરોપકારમાં વ્યતિત કરે છે. કારણ કે, કર્મ કર્યા વિના જીવન હોઇ શકતું નથી-(આ એક સારગ્રાહક થીયરી છે.)

સમષ્ટિ વ્યષ્ટિ કર્મને જાણીને આત્મવત્ સર્વ ભૂતેષુ સમજીને, પોતાના દુઃખ સુખ સમાન, બીજાનું દુઃખ સુખ જાણીને, જે કાંઇ આરંભે છે, તે પરાર્થે કરે છે. તે નિષ્કામી પુરૂષ એવું સમજે છે કે, પોતાની જીંદગીનો આધાર, વનસ્પતિ, પ્રાણી, તથા મનુષ્ય માત્ર છે. તેમના ઉપકારથી આવી સ્થિતિમાં આવ્યો છું. વાસ્તે પોતાના તન, મન, ધનથી, તેની સેવા કરવી, તે પ્રત્યુપકાર માની જઇ શકાય છે. અને એવું કરવું, તે પોતાની ફરજ સમજે છે. સંક્ષેપમાં કોઇ પણ મનુષ્ય, પરોપકાર કરે છે, એમ કહી શકાય નહીં. જે પરોપકારી કહેવામાં આવે છે, તે કથન, મહિમા વા ઉપચારમાત્ર છે. કિન્તુ જેમ શરીરનાં અંગોને એક બીજાનો આધાર છે, અને એક બીજાનું રક્ષણ પોષણ કરે છે, તેમજ મનુષ્ય મંડળ વા એક દેશના નિવાસી પરસ્પરના પ્રત્યુપકારથી જીવન કરતા આવે છે, અને કરી રહેલ છે. આ પ્રસંગમાં બે ઉદાહરણ જાણવા જેવાં છે. તે આ છે કેઃ—

માતા જે સંતાનની રક્ષા કરે છે, તેમાં સ્વભાવ-મોહ વા સ્વાર્થ, વા ત્રણે નિમિત્ત છે. જ્યાં એક પુરૂષ પોતાનાં સંતાનનાં જેવાં ગુણ કર્મ, બીજામાં દેખીને, ઉભયને સમાન દૃષ્ટિથી દેખે છે, અને એક બીજાની લાભ હાનીથી તેનાં, સમાન લગ્ન થાય છે, ત્યાં સ્વભાવ, અને પ્રેમ નિમિત્ત છે. મોહ અને સ્વાર્થ નિમિત્ત નથી. જ્યાં ઉપર દર્શાવેલ કોઇ પણ કારણ ન હોય, બલ્કે દરેકને વાસ્તે, તેની તેની યોગ્યતાને અનુસાર સમાન લગ્ન બને-થાય, અને તે કારણથી તેને તેને લીધે કાંઇ કરવામાં આવે, ત્યાં પ્રવૃત્તિ કરાવવામાં નિષ્કામતા નિમિત્ત છે, એમ જાણવું જોઇએ. પરંતુ જો એવા પ્રસંગમાં ગુપ્ત અજ્ઞાત-રૂપમાં પણ સ્વાર્થ રહ્યો હોય તો, નિષ્કામતા કારણ નથી.

દ્રષ્ટાંત-(ક) અને (ખ) સડકપર આંબાનું વૃક્ષ વાવે છે. (ક)નો એવો ઉદ્દેશ છે કે, ફળ લઇને, પૈસા પેદા કરવા; તેથી તેને વાડ કરવાની

અને નોકર રાખવાની આવશ્યકતા હોય છે. સિપાઇ, રાજ્ય, સગાં અને મિત્રને ફળ આપવું પડે છે. અને ચિંતાને લીધે કોઇ વખતે નિદ્રા પણ આવતી નથી. એટલું થવાપર પણ બહુ બહુ મળે તો, ઉપજના છઠ્ઠા ભાગને આશરે તેને પ્રાપ્ત થાય છે. ફળ ન આવે તો, મનમાં ખેદ ઉત્પન્ન થાય છે. તથા કાળ અને દ્રવ્ય વ્યર્થ ગુમાવવું પડે છે. (ખ) મનુષ્યે પંથાઈઓના આરામવાસ્તે (છાયામાં બેસવાથી સુખ મળે તેટલા માટે) આંબો વાવ્યો છે, તેથી તેને વિશેષ ખટપટ કરવાની જરૂર પડતી નથી–તોપણ મુસાફરોને આરામ મળે છે, અને આંબાને ફળ પણ આવે છે. સિપાઇ, રાજ્ય વા સંબંધી વગેરે–કોઇ આંબાનું ફળ લેતાં નથી. બલ્કે કોઇ નીચ વૃત્તિ સિવાય, અન્ય મુસાફર પણ ઉપકાર માનીને આંબાને તોડતા નથી. કદાચિત્ ફળ ન આવે તો, તેના મનમાં ખેદ થતો નથી–અને મુસાફરોને આરામ મળેજ છે. એ પ્રકારે સકામતા અને નિષ્કામતામાં રાત દિવસ જેટલો અંતર છે. યોગ્ય નિષ્કામ કર્મ કરવાથી ઇષ્ટ કાર્ય પૂર્ણ ન થાય, તોપણ ખેદ–શોક થતો નથી. અર્થાત્ મન દુઃખ થતું નથી–અને નિર્લેપ રહી શકાય છે. એવો પુરૂષ કોઇનો ઉપકાર ઇચ્છતો નથી. વાસ્તે એવો પુરૂષ, ગૃહસ્થ લોકોને પસંદ અને ઉપયોગી થઈ શકે છે. વિચારો. ઉત્તમ વિદ્વાન્ અતિથિએ કેટલા વર્ષની મહેનતથી જે અનુભવ સંપાદન કરેલ છે, તે ગૃહસ્થને એક કલાકમાં બતાવી આપે છે, તે તેની નિષ્કામતા છે. વર્તમાનમાં આર્ય પ્રજાને તન, મન, ધન, વિદ્યા, બુદ્ધિ, કળા, સંપ, ધર્મ, એટલાં બળોની જરૂર છે. કારણ કે, તે નહીં હોવાથી મહાન્ કષ્ટ ભોગવી રહી છે. જો આપણા દેશમાં ઉપરોક્ત લક્ષણ સંપન્ન નિષ્કામી પુરૂષ હોય, વા ઉત્પન્ન થાય, વા બનાવવામાં આવે, તો મજકૂર કલેશ નિવારણ થઇને, આર્ય સંતાન, આ લોક અને પરલોકના સુખને સંપાદન કરી શકે. ઉપરોક્ત નિષ્કામી પુરૂષનું અંતઃકરણ શુદ્ધ હોવાથી તે જીવનમુક્ત થઇ જાય છે. તથા ગૃહસ્થોને પણ તેવા બનાવી શકે છે. અષ્ટાવક્ર, યાજ્ઞવલક્ય, અને જનકાદિનાં દ્રષ્ટાંત આપણે સાંભળીએ છીએ. તેથી કર્મયોગ અર્થાત્ નિષ્કામતાનું સેવન હોય તો, આપણે સર્વે સુખી થઇ શકીએ. ઇશોપનિષદ્, ગીતા વગેરે ગ્રંથ, નિષ્કામતાનેજ આગળ રાખીને ઉપદેશ કરે છે. જો નિષ્કામતા સંપાદન ન કરી શકે તો, ઇશ્વરાર્પણ–સૃષ્ટિનિયમાધીન કર્મ કરવાં જોઇએ. નહીં તો, જેમ હમણાં કલેશને ભોગવે છે, તેમ ભોગવવું પડશે. જો "આત્મવત્ સર્વ ભૂતેષુ" એવી દૃષ્ટિ રાખીને, એક બીજાને તિરસ્કાર દૃષ્ટિથી ન દેખતાં, એક બીજાના રક્ષક બનીને, બંધુભાવથી વર્તે, તથા

ઉપયોગી પ્રાચીન શોધનું અનુકરણ અને નવીન શોધ કરીને, તેનો ઉપયોગ કરે તો, ઉત્તમ લાભ થાય. અમે તમે સર્વ એવા થઇએ, એવું માગીએ છીએ. તથા દુરાગ્રહ, પક્ષ છોડીને, સર્વ પ્રજામાં જે જે સારા અને ઉપયોગી વિષય હોય, તે ગ્રહણ કરવા. ઓરૂમ્ શમ્.



આ લઘુ પોથીની પ્રસ્તાવના એટલામાટે નથી લખી કે, આ લઘુપોથી પોતેજ પ્રસ્તાવનારૂપ છે.

ઉપરોક્ત ત્રણે વિષયોને વિચારી સમજવાથી, પરોક્ષ શાંતિ ફળપ્રદ પરિણામ નિકળી આવેછે, એ સ્પષ્ટ છે.

## (અપરોક્ષ શાંતિમાટે યોજના.)

અપરોક્ષ શાંતિ ફળપ્રદ પ્રાપ્ત થાય, તે અર્થે "તત્વજ્ઞાન વિસ્તાર" અને "તત્વજ્ઞાન દોહન" એ બે ગ્રંથો મેં રચી કાઢેલા છે.

જ્ઞાન વિના મુક્તિ નથી, એ સૂત્ર છે. જ્ઞાન એટલે બ્રહ્મ-ઇશ્વર-જીવ, માયા-પ્રકૃતિ; પ્રકૃતિનાં કાર્યો, કર્મ, ઉપાસના-ભક્તિ, જ્ઞાન, બંધ, મોક્ષ, મોક્ષનાં સાધન, પુનર્જન્મ, અને સૃષ્ટિ ઉત્પત્તિ, લય વિગેરેના સ્વરૂપનું સત્ય જ્ઞાન થવું-જાણવામાં આવે તેનું નામ જ્ઞાન. આ જ્ઞાન પ્રાપ્ત થવામાટે, વેદ-ચારસંહિતા, વેદાંગ-ષડાંગ, બ્રહ્મસૂત્ર, ઉપનિષદો, ષટ્શાસ્ત્ર, ગીતા વિગેરે સદ્ગ્રંથોનું બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂદ્વારા, સૃષ્ટિનિયમ, બુદ્ધિ, યુક્તિ આદિ પ્રમાણોની સહાયતાથી ભગીરથ પ્રયત્ન સેવીને, તેમના આશય-રહસ્યપૂર્વક પઠન પાઠન કરવામાં આવે, તો જ્ઞાન સંપાદન થઇ શકે છે. સદરહુ જ્ઞાન પ્રાપ્ત કરનાર, અધિકારી હોવો જોઇએ-અધિકારી એટલે વિવેક, વૈરાગ્ય, ષટ્ શમાદિ, અને મુમુક્ષુતા આદિ લક્ષણયુક્ત સાધન સંપન્ન જે હોય, તેને અધિકારી જાણવો. જ્ઞાનનું અંતિમ ફળાદેશ વાસના ક્ષય છે. વાસના નિર્મૂળ થવાથી તેને કોઈ પ્રકારનું બંધન રહેતું નથી-મતલબ કે, તે મુક્તજ છે. આ પરિશ્રમ કાંઇ જેવો તેવો નથી. આ પરિશ્રમ ઉઠાવવા જે અશક્ત હોય, તેના પરિશ્રમના બચાવ ખાતર "તત્વજ્ઞાન વિસ્તાર" નામક ગ્રંથ, પૂર્વોક્ત ગ્રંથોના સારરૂપે યોજી કાઢેલો છે. જેની અંદર વ્યવહારદશા, વિચારદશા, વિવેકદશા, અને અનુભવદશા, એ ચાર શ્રેણી ગુંથેલી છે. અનુભવદશા વાળી શ્રેણીમાં અસંપ્રજ્ઞાત સમાધિથી બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે, એવો પ્રકાર દર્શાવેલ છે. આવો પુરૂષાર્થ કરવા પણ જે કોઇ અશક્ત હોય, તેમને અર્થે "તત્વજ્ઞાન દોહન" નામક ગ્રંથ રચેલો છે. આ ઉભય ગ્રંથોની શૈલી-પદ્ધતિ, એવી છે કે, અપરોક્ષ શાંતિ, અધિકારાનુસાર પ્રાપ્ત કરી શકશે.

તત્વજ્ઞાનવિસ્તારનું લગભગ રૉયલ ૨૦૦ બસો ફારમ જેટલું મૅટર છે. અને તત્વજ્ઞાનદોહનનું લગભગ ૨૦ વીશ ફારમ જેટલું લખેલું મૅટર છે. આ બન્ને છપાઇને પ્રસિદ્ધિમાં આવી શકે, ત્યારેજ લોકોને લાભિષ્ટ થાય. આ બન્ને ગ્રંથોની એક એક હજાર પ્રત છપાવતાં ઓછામાં ઓછી છ સાત હજાર રૂપૈયાની રકમ જોઇએ. પરંતુ તે સાધન મારી પાસે નથી. આવા ગ્રંથો મનુષ્યને ભેટ આપવા લાયકજ હોઇ શકે છે. આવા ગ્રંથોની ખપતી ઘણીજ ન્યૂન હોય છે. કારણ કે, જે મનુષ્યમાં વિષયાસક્ત, લોભી, હઠી, અજ્ઞ, સ્વાર્થી, દુષ્ટ, નિંદક, ગર્વી, દંભી, શઠ, આવાં લક્ષણ હોય છે; અર્થાત્ આ પારમાર્થિક વિષયથી અજ્ઞાત છે, તેમને તેવા ગ્રંથો તદ્દન શુષ્ક અને નિરસ લાગે છે, અને તેવી સંખ્યા મનુષ્યની વિશેષ છે. તેથી તેવા ગ્રંથોનું વેચાણ, મોટે ભાગે થઈ શકતું નથી; બલ્કે ન થાય, એ સ્વાભાવિક અને સ્પષ્ટ છે. મારી (ગ્રંથકર્તાની) મિસકીન સ્થિતિ છતાં આજથી લગભગ ત્રીશ વર્ષ પૂર્વે ગુજરાતીમાં "ભ્રમનાશક પૂર્વાર્દ્ધ" નામના એક હજાર ગ્રંથ મનુષ્યને મેં ભેટ આપ્યા હતા. તે સમયે મને એવો સુયોગ હતો. અષ્ટ પ્રકારનાં દાન ગણાય છે, તેમાંથી મુખ્ય, ઉત્તમ પહેલા નંબરનું દાન, તે જ્ઞાન દાન છે. આંધળાં, લૂલાં, લંગડાં, અશક્ત–નિરાધારને અન્ન વસ્ત્ર આપવું તે દાનજ છે. તેમજ રોગીઓને દવા વિગેરે આપી સારવાર કરવી, તે પણ પરોપકાર–દાનજ છે; પરંતુ ઘોર–તિમિર–અંધકાર–અજ્ઞાનમાં સબ્યાં કરતાં મનુષ્યોને, અધર્મ–અનીતિમાંથી છોડાવી–બચાવી જ્ઞાન પ્રકાશમાં લાવવાં, તેના જેવું ઉત્તમ દાન–દયા બીજું કોઇ નથી. તેમજ જ્ઞાન જેવું બીજું કોઈ પવિત્ર નથી, એ પણ સ્પષ્ટ છે. માટે જો આવા ગ્રંથોનો, લગ્ન, વિવાહ આદિ શુભ પ્રસંગે તથા મરણાદિ માઠા પ્રસંગે પોતાની નાત–જાતમાં લ્હાણી તરીકે ઉપયોગ કરવામાં આવે તો, લોકોને વિશેષ લાભદાયી થઇ પડે.

આવા ગ્રંથો ભેટ આપવા માટે, શ્રીમંત પૈસા પાત્ર મનુષ્યો શક્તિવાન્ હોય છે. તેવા પૂણ્યાત્મા–શ્રેષ્ટ લક્ષ્મીવાન્ મનુષ્યો, આવા સત્કાર્યમાટે ઉદારતા દર્શાવી જ્ઞાનદાન અપાવવામાં ભાગ લેશે તો, લોકોને તેનો લાભ થશે, અને હું તો, તેમનો પૂર્ણ ઉપકાર માની આનંદ પામીશ.

આ બન્ને ગ્રંથો હરકોઇ પ્રકારે છપાઈ પ્રસિદ્ધિને પામી. મનુષ્યોને લાભપ્રદ નીવડે, માત્ર એટલોજ મારો ઉદ્દેશ છે. પુસ્તકો ખપાવી પૈસા પ્રાપ્ત કરવા, તેવી લેશમાત્ર પણ ઇચ્છા નથી–આ પુસ્તકોને અંગે મારી જાત માટે એક પાઈ સરખી પણ ઉપયોગમાં લેવી, તે મારે તો, અગ્રાહ્ય છે. જો કોઇ પણ સત્પુરૂષ, ભેટ આપવા નિમિત્તે અથવા પુસ્ત-

કોનું વેચાણ કરવા અર્થે; ઇચ્છા દર્શાવશે તો, તેમને આ મારૂં લખેલું મૅટર કોઇ પણ પ્રકારનો બદલો લીધા સિવાય, સુપ્રત કરવા હું તૈયાર છું.

આ બન્ને પુસ્તકની પ્રસિદ્ધિ થઇ શકવામાટે, નીચે લખ્યાં કારણો મારા ધ્યાનમાં આવે છે.

કાઠીયાવાડના ફ્સ્ટક્લાસ સ્ટેટના માનવંતા નામદાર રાજા સાહેબો, (જેવાં કે, જામનગર, ભાવનગર, જુનાગઢ, ગોંડળ, મોરબી વિગેરે સ્ટેટના નરેશો) આવાં પુસ્તકો ભેટ આપવામાટે પૂર્ણ શક્તિમાન્ છે. તેઓ સાહેબો પોતાની પ્રજાના કલ્યાણમાટે આવા શુભકાર્ય નિમિત્તે ઉદારતા દર્શાવી, આ મહત્ પૂણ્યનું કાર્ય બજાવે, તો તે ઇચ્છવા યોગ્ય છે. તેમજ મારી જન્મભૂમિ જેતપુરના કાઠીરાજ દરબાર સાહેબો પણ પૂર્ણ શક્તિ ધરાવી શકે છે.

જો કોઇ લોકપ્રિય ન્યૂસપેપરો, જેવાં કે, ગુજરાતી, મુંબઇસમાચાર, ગુજરાતીપંચ, સયાજીવિજય, કાઠીયાવાડટાઇમ્સ, સૌરાષ્ટ્ર, વિગેરે તેમની અનુકુળતા પ્રમાણે એક, બે કોલમ જેટલો છાપવા અવકાશ આપી શકે, તોપણ મનુષ્યને લાભ મળવા સંભવ છે.

જો કોઈ સસ્તા સાહિત્ય જેવી શુભ સંસ્થા, આ કાર્ય હાથમાં લઇ પ્રસિદ્ધિમાં મુકાવવા માગે, તોપણ બની શકે તેમ છે.

મુંબઇ નગરીના ધનાઢયો પણ આ કાર્ય બજાવવા શક્તિમાન્ હોય છે.

જો મુંબઇના નિર્ણયસાગર પ્રિન્ટિંગ પ્રેસના માલેક, આવા લોકોપયોગી જ્ઞાનદાન નિમિત્તે છાપવાના તેમના મૂળ ભાવ કરતાં અરધો ભાવ લઇ, આ કાર્ય બજાવવા ધારે તો, તે પણ પૂણ્યનો મોટો હિસ્સો લઇ શકે છે.

કોઇ વ્યાપારી ગ્રહસ્થ છપાવી શકે છે, પરંતુ તેમને માટે, મોટો એ ભય છે કે, પુસ્તકો ઘણે ભાગે વેચાણ તરીકે ન ખપી શકે.

આ લઘુ પોથીની કિમ્મત એટલામાટે રાખી છે કે, જો કદાચ તેના વેચાણમાંથી પૈસા જેટલા બચે, તે પૈસાનો ઉપયોગ પ્રથમજ તત્વજ્ઞાન દોહન છપાવવાના કામમાં લેવાનો છે. પરંતુ ખપી શકે તેવી આશા નથી.

આ બન્ને ગ્રંથો છપાઇ બહાર પડે, તેના યોગ્ય પ્રયાસમાટે જો જીવન હશે તો, મારાથી બનતું હું પણ કરીશ.

**( બ્રહ્મના સાક્ષાત્કારની પરીક્ષા. )**

એક અજ્ઞેય–અવિષય છતાં અપરોક્ષ, અને બીજું પ્રતીતિ કાળમાં પણ નથી. અહા હા હા ! ! ! આ કેવી અદ્દ્ભૂતતા–વિલક્ષણતા ! આ ઉભય

વિલક્ષણત્વનો જેને આશય-રહસ્યપૂર્વક અનુભવ છે, તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થયો છે, એમ જાણવું. તેમ છતાં પણ તેનું વાણી-શબ્દોથી વર્ણન કરી શકાતું નથી. (પ્ર. ક.)

ૐ શાંતિ શાંતિ શાંતિઃ

## હિતોપદેશ.

(૧) નૈસર્ગિક અનાદિ અનંત નિયમાનુસાર તમામ કાર્ય થવાનો પ્રવાહ છે. તેને કોઇ પણ બદલી શકતું નથી. યથા ઉન્નતિ અવનતિનું પ્રવાહ ચક્ર.-નિર્બળને, બળવાન્ દાબે છે વા મારે છે.-પુરૂષાર્થથી ઉન્નતિ થાય છે. રજકણ, હીરો, અને હીરો કોયલો બને છે.-આર્યાવર્ત્ત ઉચ્ચ થયો, હવે નીચે જઇ રહ્યો છે. ઇત્યાદિ. અતઃ ધૈર્ય-સંતોષપૂર્વક શારીરિક-આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી, તે મનુષ્યનું કર્તવ્ય છે.

(૨) પ્રચલિત ધર્મ, સંસ્કાર માત્ર છે. (ઇસુ, બાઇબલ ન માનવાથી ખ્રિસ્તિપણું, કુરાન, નબીને ન માનવાથી મુસલમાનપણું, પુરાણ ન માનવાથી-ચોટલી નહીં રાખવાથી હિંદુપણું રહેતું નથી!) મનુષ્ય માત્રનો જે એક ધર્મ છે, તે, તિરોભાવ જેવો થઇ ગયો છે. તે ધર્મનું સામાન્ય લક્ષણ આ છેઃ-મનુષ્યમાત્ર અને કુદરતને પ્રતિકૂળ ન હોય, કિન્તુ ઉભયાનુકૂળ હોય. જેના વિના જીવન ન હોય, જેનું પરિણામ, તન મનનું દુઃખ ન હોય, કિન્તુ સુખ હોય. જે શબ્દ પ્રમાણ વિના પણ સ્વયં સિદ્ધ થઇ શકતું હોય. મનુષ્ય જેને ધારણ કરી શકે, એવ ધર્મનો પ્રચાર કરો. કારણ કે, પ્રચલિત ધર્મોનું નાનાત્વજ તેની અયથાર્થતા સિદ્ધ કરે છે.

(ધૃતિ=આપત્તિકાળમાં પણ ધૈર્ય રાખવું. ક્ષમા=જેનાથી અજાણત આપણનો અપરાધ થઈ ગયો હોય, તેને માફ કરવું-માફી આપવી તે. દમ=મનનો નિગ્રહ કરવો. અસ્તેય=અધિકાર વિના અનીતિથી કોઇનું તન, મન, ધન પોતાના અધિકારમાં ન લેવું. શૌચ=મન, વાણી, શરીર, વસ્ત્ર, મકાનાદિની શુદ્ધિ-પવિત્રતા રાખવી. ઇન્દ્રિયનિગ્રહ=દશે ઇન્દ્રિઓને કાબુમાં (વશ) રાખવી. ધી વૃદ્ધિ=બુદ્ધિની વૃદ્ધિ કરવી. વિદ્યા વૃદ્ધિ=જ્ઞાન વૃદ્ધિ કરવી. મતલબ કે વીર્ય, બુદ્ધિ, જ્ઞાનની વૃદ્ધિ કરવી. સત્ય=જેવું જોયું, સાંભળ્યું, અને મનમાં જાણ્યું, તેવુંજ કહેવું, વર્તવું. અક્રોધ=ક્રોધ નહીં કરવો. વગેરે સર્વમાન્ય લક્ષણો-નિયમોનો પ્રચાર કરવો જોઇએ.)

(૩) ઉક્ત ધર્મ અને ધર્મ ભાવનાનો, અમેરિકા યૂરોપાદિ દેશોમાં પણ પ્રચાર થાય તો, ધર્મ દ્વેષ નાશ થઇને એક ધર્મ થઇ શકે છે, કે

જે સર્વને સુખનો હેતુ છે. આ મહાન્ કાર્ય પૂરૂં કરવાને જો કોઈ લાયક હોય તો, આર્યાવર્ત્તની "ફિલોસોફી" છે. કે જે ધર્મને, સાયન્સ-વ્યવહાર-કુદરત-યુક્તિ અને પ્રકૃતિને અનુકૂળ પણ પ્રતિપાદન કરે છે. વિશ્વાસમાત્રને આધાર બતાવતી નથી.

તેટલામાટે આર્યાવર્ત્તના સર્વ ધર્મવાળાઓને યોગ્ય છે કે, ધર્મ-મંડળ પ્રતિ ચાર ચાર પુરૂષ ચુંટી કાઢીને એક ધર્મ-સભા બનાવે; અને એક સંમત કાંઇ નિયત કરીને વ્યાપક ઉચ્ચ સુગમ નિયમ ઘડે; તે નિયમોમાં એવો ઉદ્દેશ અને ગૌરવ હોવાં જોઇએ કે, જેના ચાલવાથી એક ધર્મ થાય, શરીર-વીર્ય-બુદ્ધિ અને સંપની હાની ન થાય, દ્વેષનો અભાવ થાય, પરમાર્થ પ્રાપ્તિનાં સાધન હોય; અને નીતિ સદાચારને સહેજમાં પ્રવૃત્તાવી શકે.

પરંતુ આ કામ ત્યારેજ થાય છે કે, જ્યારે તે સભાના પ્રતિનિધિ (વિદ્વાન્, બુદ્ધિમાન્, દેશહિતૈષી, નાના ધર્મ-પંથોના જ્ઞાતા, દુરાગ્રહ રહિત, નિસ્પૃહી, વ્યવહાર-નીતિ-રાજ્ય-ગૃહ અને વ્યાપારાદિ કાર્યોમાં કુશળ, સદાચારી, પ્રતિષ્ઠિત, નિરભિમાની, પરોપકારી, વૃદ્ધ, સ્વપર દુઃખ સુખ સમાન જાણવાવાળા) આવાં લક્ષણવાળા હોય.

(પ્રશ્ન) એવા પુરૂષ મળવા મુશ્કેલ છે. (ઉત્તર) એવા પુરૂષ પેદા-ઉત્પન્ન ન કરો, ત્યાંસુધી દુઃખસાગરમાં ગોથાં ખાવાનું કબૂલ કરવું પડશે; કિંવા નાના ધર્મ અને તદ્દજન્ય દ્વેષની પ્રબળ શત્રુ-ફિલોસોફીનો આરંભ છે, તેનો અંત, પૂર્ણ પ્રવૃત્તિ વા નિવૃત્તિ પરિણામ લાવે છે. અતઃ તેનો પ્રચાર થવો જોઇએ.

(૪) કુદરતી વેદ-સૃષ્ટિ નિયમાનુકૂળ વર્તન લાભિષ્ટ, અને પ્રતિકૂળ વર્તન અનિષ્ટ છે; તેથી કેવળ શબ્દપ્રમાણ માત્રના પશુ બનો નહીં; કારણ કે, પરીક્ષા અને અનુભવજ ઉપયોગી થાય છે. પરંતુ તેને સર્વથા ત્યાગવું પણ નહીં જોઇએ; કારણ કે, સુગમતાથી પરીક્ષા અને અનુભવ તથા વ્યવહાર થઇ શકે, એવું સાધન છે.

(૫) આ લક્ષણવાળાં ઇશ્વરી પુસ્તક હોઇ શકતાં નથીઃ-જેનો લેખ કુદરતી નિયમથી વિરૂદ્ધ હોય ૧. પોતાનાથી પૂર્વવાળા પ્રચલિત જ્ઞાનનાં બાધક હોય ૨. જેની પહેલાં કોઇ પુસ્તક વા ધર્મ હોય ૩. જેનો લેખ બદલાતો વા બદલવા યોગ્ય હોય ૪. જેનો અર્થ થઇ શકતો ન હોય ૫. જેમાં કોઇનો ઇતિહાસ વા કોઇની સાક્ષી હોય. ૬. તદ્વત્ એવા વક્તાને, ઇશ્વર વા ઈશ્વર અવતાર વા ઇશ્વરનો દૂત વા ઇશ્વરનો પુત્ર માનવો નહીં જોઇએ. અન્યથા હાની છે.

(૬) અસત્ય ત્યાગ અને સત્ય ગ્રહણ કરવામાં આગ્રહ રાખવો જોઇએ. લોકવિષે અસત્યવાસ્તે વિશેષ શિક્ષા નિયત હોય તો, શાયદ ઉત્તમ પરિણામ નિકળે.

(૭) આત્મોન્નતિ કરવી, તે મનુષ્યની પહેલી ફરજ છે, અને તે અયોગ્ય લોકેષણા-કુશાસ્ત્રવાસનાના ત્યાગપૂર્વક સૃષ્ટિ નિયમાનુકૂળ વર્તન-બ્રહ્મચર્યપાલન-નીતિ-સદાચાર અને સદ્વિચાર તથા યોગ્ય રીતિ સેવનથી થઈ શકે છે.

(૮) લક્ષ્ય (વ્યવહાર) અને લક્ષ્યાલક્ષ્ય (પરમાર્થ)નો ભિન્ન માર્ગ છે. તેને તેમાં જે જોડે છે, તે, તે વિષયમાં અપૂર્ણ છે. અતઃ પરમાર્થ વિદ્યાનો તો, અધિકારીનેજ એકાંતમાં ઉપદેશ કરવો ઘટિત છે—અન્યથા નહીં.

(૯) વિશેષતઃ જીવ, જ્ઞાત અજ્ઞાત સંસ્કાર અને કુદરતથી બદ્ધ છે, તથા અપૂર્ણ છે. અતઃ કુદરતની-દૃષ્ટિથી કોઇને સારૂં વા નઠારૂં કહી જઇ શકાતું નથી-તેથી કોઇને તિરસ્કાર વા દ્વેષનો નિશાનો બનાવવો અનુચિત છે. મનુષ્ય બુદ્ધિ અને તેની અનુકૂળતા પ્રતિકૂળતાની અપેક્ષાથી ઉત્તમ, નિકૃષ્ટની માન્યતા છે. યથાઃ-મુસલમાન, ખ્રિસ્તિઓને, ગાયનો ભક્ષ કરવો, તે પ્રિય છે; હિંદુ કોમને અપ્રિય છે. કુરાન નબીપર વા બાઇબલ ઇસુપર વિશ્વાસ ન રાખવાવાળા હિંદુઓ, મુસલમાન વા ઇસાઇઓને અપ્રિય છે. ઇત્યાદિ. અતઃ સર્વ સુખાર્થે કોઇ વ્યાપક મર્યાદા હોવી જોઇએ.

(૧૦) પોતાના ધર્મ-પંથ ચલાવવાવાળાએ, શરીર રક્ષા, સંપ, સ્વત્વ, સ્વાભિમાન, સંમતિ, આગ્રહ, દૃઢતા, પૉલીસી, દુઃખ અને ઉદ્દેશનું સેવન કર્યું; જે ચલાવવું હતું, "તેવુંજ સ્વયં છે" એવો લોકને નિશ્ચય કરાવી દીધો; સામ, દામ, ભેદ, દંડને કામમાં લીધાં. તેથી નાની કોમ મોટી, અને મોટી કોમ નાની થઈ ગઇ. (આર્ય અને પારસી કોમનો ઇતિહાસ જુઓ.)

(૧૧) શરીર અને પ્રકૃતિનું બંધારણ-પ્રબંધ-ઉપયોગ, તેના અંગોનો સંપ થયા વિના થતો નથી; તો મનુષ્ય મંડળને, સંપ કર્યા વિના, સુખ કેમ થઇ શકશે? નહીં. યથા હિંદુ કોમને પરસ્પરના દ્વેષથી કેટલું ભારે દુઃખ છે?

(૧૨) કોઇ પક્ષ ધારણ કર્યા વિના કામ બનતું નથી, એમ માને તો, આ ધર્મ-પક્ષ ઉત્તમ માલુમ પડે છેઃ-"જીવ, ઇશ્વર, પ્રકૃતિ-ત્રણે અનાદિ અનંત છે; જીવ કર્મ કરવામાં સ્વતંત્ર અને ફળ ભોગવવામાં

પરતંત્ર છે; ન્યાયી, અક્રિય, નિરીહ ઇશ્વરની સત્તાથી જીવના કર્માનુસાર ફળ ભોગવવાની સામગ્રી (સૃષ્ટિ) બને છે-બગડે છે; અને જીવને યોન્યાંતરમાં ફળ ભોગવવું પડે છે, એવો અનાદિ અનંત પ્રવાહ છે.” આ પ્રકારનું મંતવ્ય, શંકા અને ધર્મ-દ્વેષને છોડીને કોઇ યોગ્ય પ્રકારથી પ્રચાર પામીને દ્રઢ થઇ જાય તો, નીતિ-સદાચાર-વ્યવહારની ઉન્નતિ થાય; બલ્કે ઉભય લોકનું સુખ મળવાની સંભાવના છે. દેશનો શ્રેયકારી પક્ષ છે. આ વિષયના આંતરીય રહસ્યને વ્યવહાર નિપુણ, રાજ્યવિદ્યા કુશળ, બ્રહ્મવિત્ જાણી શકે છે. પરંતુ આ પક્ષમાં ધર્મ ભાવના ઉત્પન્ન કરવાની અપેક્ષા છે, ત્યારે સત્ય વસ્તુને પ્રાપ્ત થઈ શકે છે.—કરી શકે છે.

(૧૩) કસરત, બ્રહ્મચર્ય, વિદ્યા, ઉદ્યમ-હુન્નર-વ્યાપારાદિ અને પરોપકારનો ખૂબ પ્રચાર થવો જોઇએ; તેમાં તન-ધન-સંપ-બુદ્ધિબળની અપેક્ષા છે.

(૧૪) ભોજન વ્યવહાર અને વર્ણાશ્રમની મર્યાદા, જો ગુણકર્મપર થઇ જાય (વીર્યમાત્રપર ન રહે) તો, શીઘ્ર ઉન્નતિ થઇ શકશે; કારણ કે, પૂર્વ સંસ્કાર-રજવીર્ય,-માતાપિતાના માનસિક વિચાર-સૂક્ષ્મ સૃષ્ટિની અદૃષ્ટ અસર-બીજાનો સંગ (સંબંધ) અને શિક્ષક-આ ષટ્શાસ્ત્ર, ઉન્નતિ અવનતિના હેતુ છે.

(૧૫) યથાર્થ ભાવનાપૂર્વક જો દુઃખ નિવારક સામગ્રીનો, સભા કરીને વિચાર કરવામાં આવે તો, યથેચ્છા પરિણામ પ્રાપ્ત કરી શકે છે, એકથી એ કામ થતું નથી. ૧ પદાર્થ-કેમિસ્ટ્રી-ડાક્ટરી-કળા-યંત્ર-વ્યાપાર-ગૃહ-રાજ્ય-સંપ-વિદ્યા, અને સદાચાર નીતિ-ધર્મ ભાવના-શૌર્ય-સ્વત્વ-સ્વધર્માભિમાન અને સ્વદેશાભિમાન, યથા શક્તિ સ્ત્રી અને સંતાનોને અવશ્ય શીખવવાં જોઇએ. સક્ષેપમાં જે કાંઇ કરવા ચાહતા હો, તે કન્યાઓ (સ્ત્રીઓ)ને શીખડાવી દેવું જોઇએ. ૨ કાનૂનની બિન વાકેફી ઉપયોગી માની જાતી નથી; તેથી અત્યુપયોગી રાજ્યનીતિ (કાનૂન) પણ તેમને શીખવવી જરૂરની છે. ૩ પરભાષામાં જેટલી વિદ્યા-હુન્નર-કળા છે, તે, સ્વદેશ ભાષામાં કરીને વિદ્યાર્થિઓને શીખવવામાં આવે તો, બહુજ જલદી શીખી શકે છે. ૪ પરભાષા પણ શીખવી-શીખવાવી જોઇએ; પરંતુ “જેની ભાષા, તેનો ધર્મ” એ નિયમ યાદ રાખીને યોગ્ય પ્રકારથી ઉપયોગ લેવો જોઇએ. તદ્વત્ જ્યારે વિદ્યા-કળા શીખવાને વાસ્તે પર-ખંડમાં જાય, ત્યારે પણ એ નિયમ ધ્યાન બહાર ન જવો જોઇએ. ૫ જેના વિના જીવન ન થઇ શકે, એવા પદાર્થો (અનાજ વગેરે)પર કર

ન થવો, અને વિશેષતઃ અનુપયોગી-મોજશોખવાળા-હાનીકારક ( શરાબ-કુવ્યય-વગેરે )પર કર વિશેષ થવો-હોવો, પ્રજાને લાભદાયક છે. ૬ બુદ્ધિને જ્યારે ત્યારે ક્ષીણ કરવાવાળાં અને પ્રફુલ્લિત ન થવા દેવાવાળાં કારણોનો અભાવ કરવામાં યોગ્ય ઉપાય થવો જોઇએ. ૭ રાજા, પ્રજાની પ્રતિકૂળ કદી પણ નહીં વર્તવું જોઇએ; કિન્તુ ઉભયને જે લાભપ્રદ ઉપાય હોય, તે શોધીને પ્રસિદ્ધ કરવો જોઇએ. ૮ એક બીજાના લાભની વિરૂદ્ધ વર્તન અઘટિત છે. ૯ પોતાનું અને પારકું દુઃખ સુખ સમાન સમજીને વ્યવહાર કરવો ઉત્તમ છે. ૧૦ વર્તમાનમાં વિશેષ સંતાન પેદા કરવાં, તે દુઃખનો હેતુ છે. ૧૧ જ્યારે ત્યારે સેનામાં અમુક વર્ષ સુધી નોકરી ન કરે, કિંવા સ્ત્રી સંતાનને પાળવા યોગ્ય હુન્નર-ધંધો વા વિદ્યા સંપાદન ન કરે, ત્યાંસુધી પુરૂષનો વિવાહ ન થાય; કિન્તુ સ્વયં કમાઇને વિવાહ કરવો, તે ઉત્તમ પ્રકાર છે. બની શકે તો, આ વાત કાનૂનમાં પાસ કરાવવી જોઇએ. ૧૨ વીર્યનો, સૃષ્ટિનિયમ વિરૂદ્ધ વા કોઈ પ્રકારથી પણ વ્યર્થ વ્યય ન થાય, એવા ઉપાયોપર ધ્યાન દેવું ઉચિત છે. ૧૩ જો આર્ય રાજા અને રાજ્ય ( પ્રજા )ની મિલકતનો પ્રસિદ્ધ પ્રકારથી વિભાગ રહે તો, પ્રજાનું ધન અન્યથા ( વ્યર્થ-મોજ શોખમાં ) બરબાદ ન થઇ શકે, રાજ્ય કરજદાર ન થાય, અને પ્રજાને આપતકાળમાં પણ દુઃખ ન થાય.

(૧૬) કોળી સુધીનાં છોકરા, છોકરીઓને પણ દિવસે વા રાત્રે વિદ્યા શીખવવી જોઇએ. બાળકોને તેનાં કુદરતી તંતુ અને શોખની પરીક્ષા કરીને તદનુસાર હુન્નર-વિદ્યા વગેરે શીખવવું ઉચિત છે, અન્યથા શિક્ષણ નિરૂપયોગી જેવું છે. અને વળી એવી પ્રાઇવેટ સ્કૂલો ખોલવામાં આવે, વા નિયત સમયપર એવું શિક્ષણ હોય કે, જેનાથી ૮ વર્ષથી લઇને ૨૫ વર્ષની ઉમ્મર સુધીના દરમીયાન, મગજ સ્વતંત્ર બને-સ્વયં વિચાર કાઢવા-કરવા અને વર્તવાને શક્તિમાન થાય. તદ્વત ધર્મ, એકતા, શિક્ષક પાઠશાળા અને શક્તિ-ઉત્સાહ-ઉદ્યમવર્ધક-આરોગ્યતારક્ષક કસરત શાળાઓનો વિસ્તાર કરવો ઉચિત છે.

ઉપદેશક સ્કૂલ ખોલીને, ઉપદેશક તૈયાર કરવામાં આવે, જેને ઉપદેશાર્થ દેશ દેશાંતરમાં મોકલવામાં આવે તો, ઉત્તમ ફળ થઇ શકે છે.

( શંકા ) દ્રવ્ય વિના કોઇ પણ કામ થતું નથી. અતઃ ભૂખ્યા દેશને લીધે તમારો ઉપદેશ વ્યર્થ છે. (સમાધાન) દ્રવ્ય એકત્ર કરવાના દેશ પ્રતિ ભિન્ન ભિન્ન ઉપાય છે. યથા આર્યાવર્ત્તમાં આર્યકોમમાં કુવ્યય-નિષ્ફળ વ્યય બહુજ છે, સભા કરીને તેને બંધ કરે, અને કુરૂઢીઓને કાઢી નાંખે તો, કોઇને દુઃખ ન થાય એવા પ્રકારથી, ઘણું દ્રવ્ય એકત્ર

થઇ શકે છે. પરંતુ જ્યાં દ્રવ્ય વિના પણ જે કાર્ય થઇ શકે છે, (બાળલગ્ન બંધ કરવાં, જરૂરીઆત-હાજતો ઓછી કરી દેવી, ઇત્યાદિ) તે પણ કરતા નથી, તે દેશની દુર્ગતિ કેમ ન થાય?

(વ્યર્થ વ્યય-નકામું ખર્ચ.)

જે ખર્ચ કરવાથી કાંઈ લાભ ન થાય, પોતાનાં અને પારકાનાં તન મન અને ધનની ઉચિત માર્ગથી રક્ષા ન થાય, અથવા દુરાચાર, અવિદ્યા તથા રોગની વૃદ્ધિ થતી હોય; અથવા જેના કર્યા વગર કામ ન અટકે તેમાં ખર્ચ કરાય; ઉપરાંત નીચે કહેલી બાબતોમાં જે ખર્ચ થતું હોય, તે, કુમાર્ગ અને નિષ્ફળ ખર્ચ કહેવાય છે; તે વ્યર્થ અને કુમાર્ગે ખર્ચ થવાનું મૂળ આ છે કેઃ—૧ લોક એષણામાં ફસાવું. ૨ અજ્ઞાન. ૩ અવિદ્યા. ૪ ક્ષણિક જૂઠી કીર્તિમાં મોહિત થવું. ૫ રાજ્યકાજમાં સંભાળ ન રાખવી. ૬ અવિદ્વાન્, પાખંડી અને ઢોંગી માણસપર વિશ્વાસ રાખવો. ૭ પોતાનાં કામ બીજાને ભરોસે નાંખવાં. ૮ જ્ઞાતિ-પંથ-વાળાઓના બંધનથી પશુવત્ રહેવું. આટલાં કારણો કુવ્યય થવાનાં છે. માટે જો એટલો ઉપાય લઇએ તો, તે કુવ્યય દૂર થઇ શકે છે. જે કુવ્યય થવાનું મૂળ છે, તેને ઉખેડવું, એટલે કે, વિદ્યા, જ્ઞાન અને ઉપદેશ શીખવાં અને શીખવવાં; રાજ્યસત્તાની સહાયતાવડે સભાઓ કરીને પરસ્પરની સમંતિ લેવી-ઇત્યાદિ. જો એમ કરવામાં નહીં આવે તો, જેટલી દુર્ગતિ આર્ય લોકની હાલમાં છે, તેથી વધારે થશે. કુવ્યય-વ્યર્થ વ્યયનાં કેટલાંક ઉદાહરણઃ—

(૧) ગર્ભવન્તિના સસરા, પીયર, અને પિત્રાઇની-ગર્ભ થવાની સાક્ષી અને ગર્ભ રક્ષા સિવાય, પંચમાસી, અઘરણી વગેરેમાં રાગ, રંગ, જાતિ, બ્રાહ્મણ વગેરેનો જે જે ખર્ચ થાય છે, તે વ્યર્થ ખર્ચ છે.

(૨) પ્રસૂતાની ઔષધિ અને તે મકાનમાં હવન કરવો તથા ગળથુથી અને પ્રસૂતાની બીજી રક્ષા; દશ ઉઠણ નહાવું, તે સિવાય, ભાંડ, ભવૈયા, વેશ્યા, કુકવિ, મંદિર, રોશની, જન્મપત્રિકા, જોત્સીઓ અને વરૂણી બેસારવી વગેરેમાં ખર્ચ થાય છે, તે વ્યર્થ ખર્ચ છે.

(૩) અન્ન બોટણ કરવામાં બાળ સંસ્કાર સિવાય, સર્વ ખર્ચ કરવું, તે વ્યર્થ ખર્ચ છે.

(૪) દાંત આવવા તથા શીતળા વગેરે બિમારીમાં વૈદ્ય સિવાય, મંત્ર, જંત્ર, શીતળાપૂજન, બકરાં મારવાં, ઢોંગીઓને આપવું ઇત્યાદિ વ્યર્થ ખર્ચ છે.

(૫) ચૌળ ( બાળમોવાળા ઉતરાવવા )માં હજામની મજુરી સિવાય, તીર્થ, દેવી, દેવતાલયમાં જવું, ભૈરવ વગેરેની પૂજા, મુષ્ટન્ડા, મફતખોરા અને પોપોને દાન દેવું વગેરે કર્મ કરવામાં ખર્ચ થાય છે, તે વ્યર્થ છે.

(૬) બાળવિદ્યા શીખવવામાં ખર્ચ કરવું તે ઉત્તમ છે, પરંતુ નિશાળગરણું કરવું, અને તે નિમિત્તે ધામધૂમ વગેરેનું જે ખર્ચ થાય, તે વ્યર્થ છે.

(૭) સગપણ કરવામાં દીકરા દીકરીને જોવામાં જે ખર્ચ થાય છે, તે સિવાય, દ્રવ્ય લેવું દેવું, તે વ્યર્થ છે.

(૮) છઠ્ઠીના દિવસનું તમામ ખર્ચ વ્યર્થ છે.

(૯) વિવાહમાં એટલું ખર્ચ તો ઠીક છે કે, સાક્ષીમાટે વર કન્યાનાં માબાપનાં કેટલાંક પિત્રાઇ, ગોત્રી, અને સંબંધીઓને એકત્ર કરવાં, અને સ્વશક્તિ અનુસાર ભાડું અને સાધારણ ભોજન, તથા વેદોક્તહવન, વરકન્યાને યથાશક્તિ વસ્ત્રાદિ આપવું ( રોકડ દેવું હોય તો, શાહુકારને ત્યાં જમા કરાવવું, જમીન ગરાસ દેવું હોય તો, તેનો પ્રબંધ કરીને આપવું. કારણ કે કુસમયે કન્યાને અર્થ લાગે ). આ સિવાય બાકી જે ખર્ચ થાય છે, તે નકામું છે. જેમકે બનવારો–ફુલેકું, વરઘોડો, જાનૈયા વધારે લઇ જવા, શક્તિથી ઉપરાંત ખવરાવવું, ત્રણ રાત્રીથી જાનને વધારે રોકવી, સંબંધીઓને આપવું, વસવાયાને દેવું, આતસબાજી, ફુલવાડી, ભવાઇ કરાવવી, વેશ્યા નચાવવી, ભાંડ, ભવૈયા, ચારણ, ભાટ, પોપ, મંદિરના લાગા, સાધુ, ગ્રહશાંતિ, ગ્રહપૂજા, જોશી, બાડા, બખેર, કન્યાવિક્રય, શહેરઉજાણી, ત્યાગ, લાણું, સંપરદાન, શિરગુંથણી ઇત્યાદિ ખર્ચ વ્યર્થ છે.

(૧૦) આણામાં, કન્યાને યથાશક્તિ દઇને સાસરે મોકલવી, તે સિવાય, જે ખર્ચ થાય, તે વ્યર્થ છે.

(૧૧) મોસાળું, મામેરૂં, માહિરૂં, મોં જોઇણાં, ખોળે બેસારવાં બદલતું એ સર્વ ખર્ચ નકામું છે.

(૧૨) જન્મગાંઠનું તમામ ખર્ચ વ્યર્થ છે.

(૧૩) ગર્ભ રહેવા માટે ઔષધ સિવાય, મંત્ર, જંત્ર, પીર, દેવતા, દેવી વગેરેમાં દેવું, તે વ્યર્થ છે.

(૧૪) મરણ ખર્ચમાં મુડદાંને પડદો કરીને બાળવા લઈ જવું, અને લાકડાં ઘીના ખર્ચ સિવાય, તમામ ખર્ચ વ્યર્થ છે. જેમકે ઠાંઠડી શૃંગાર, ચોથીયું, હાડકાં ગંગામાં નંખાવવાં, નવમું, દશમું, અગીયારમું, બારમું,

તેરમું, માસિકશ્રાદ્ધ, ( માસીષા ) ત્રિપિન્ડિ, પોપોને દેવું, લીલ પરણાવવું, જીવિતક્રિયા, શય્યાદાન, કાયટીયાને આપવું, વર્ષી, ભાદરવાનાં શ્રાદ્ધ, મરણતીથિ ( સંવત્સરી ), મંદિર બનાવવું, મુડદા ઉપર સમાધ્ર કરવી, શ્રાદ્ધ, તર્પણ, શાસ્ત્રી પાઠ, ગયા વગેરેમાં પિન્ડદાન દેવું વગેરે ખર્ચ વ્યર્થ છે.

(૧૫) તેહવાર અને ઉત્સવાદિ ખર્ચ; જેવાં કે, કોઇ વ્યાપાર મંડળીમાં જવું; શરીર આરોગ્યતા વાસ્તે હવનાદિ ક્રિયા કરવી; વેદમંત્ર કે પદાર્થ વિદ્યાના મંત્રોચ્ચાર કરવા-કરાવવા; સુગંધી પદાર્થ છાંટવા, બાગ બગીચામાં હવા ખાવા માટે જવું; સત્સંગ અને દેશાટણમાટે જવું; મકાન લીંપવું; શસ્ત્ર અસ્ત્ર સાફ કરવાં; ગુણવાન હુન્નરીની પરીક્ષા કરીને કાંઈ દેવું; આ ખર્ચ સિવાય, તહેવાર અને મેળાનાં તમામ ખર્ચ, જેવાંકે, હોળી બાળવી, રાગ, રંગ, રંડી, ભવૈયાને નચાવવા, શીતળાનો મેળો, રામનવમી, રામલીલા, તીર્થ યા પરબમાં જવું, કુંભનો મેળો, વ્યાસપૂનમ, ગનઘોર, અખાત્રીજ, કાળીત્રીજ, જન્માષ્ટમી, રક્ષાબંધન, દશેરા, સ્વાંગ, રાસલીલા, ગોવરધન, દીવાળીની રોશની, અન્નકૂટ, ચોપડાપૂજન, સંક્રાંતિ, વસંતપંચમી, શિવરાત્રી, ગોરપૂજા, અનંતચૌદશ, દશીયા વગેરેમાં ખર્ચ કરવું, તે વ્યર્થ કુવ્યય છે.

(૧૬) ધર્મસંબંધી ખર્ચમાં એટલું યથાશક્તિ ખર્ચ કરવું યોગ્ય છે; એટલે કે દાન તથા પંચમહાયજ્ઞમાં જે ખર્ચ થાય તે. પરંતુ તે સિવાયનું ખર્ચ, જેમકે કાર્તિક, માર્ગશીરસ્નાન, સત્યનારાયણ-સપ્તાહની કથા, જ્યોતિષ, ગ્રહશાંતિ, વરૂણી, એકાદશી વગેરે ઉજવણુ, રાસમંડળ, રામલીલા, વર્તમાનના સાધુઓને જાગીર આપવી; લાગો દેવો, ભીખ દેવી, તીર્થયાત્રાનું તમામ ખર્ચ, સમુદ્રસ્નાન, મૂર્તિપૂજાનું ખર્ચ, મંદિર બનાવવું, મૂર્ત્તિ ઘડાવવી, પ્રાણપ્રતિષ્ઠા, ઠાકોર આજીવિકા, ઠાકોરને ખાન, પાન, ભોગ, દીવેલ, વસ્ત્ર વગેરેમાટે દેવું; જાગીર આપવી; ખળામાં મંદિર અને સાધુનો લાગો; પૂજારીની આજીવિકા અને તેનું સંતાન ખર્ચ, અભણ બ્રાહ્મણોને ભિક્ષા, ઠાકોર જન્મ મરણ ખર્ચ; ઠાકોર, દેવી, મહાદેવ આગળ બકરાં, ભેંસો, પાડા, દારૂ વગેરે ચઢાવવાં; વામમાર્ગીનું તમામ ખર્ચ, તુલસી વિવાહ; જળ ઝુલણી, રથયાત્રા, ચારધામ યાત્રા, મંદિરો તથા આચાર્યોના પક્ષમાં ખર્ચ કરવું; મૂર્ત્તિ ખંડિત થાય ત્યારે વળી ઘડાવી પ્રાણપ્રતિષ્ઠા કરવી; ઠાકોરલીલા, જબરદસ્તીથી મુસલમાન કે ખ્રિસ્તિ યા કુતરાં મંદિરમાં જાય, ત્યારે ઠાકોર અને મંદિરને અશુદ્ધ જાણી તેની શુદ્ધિ અર્થે ખર્ચ, અનુષ્ઠાન અને ઠાકોરના તહેવાર તથા ઓચ્છવ ખર્ચ, શ્રાવણ માસમાં રૂદ્રિ અને મહાદેવની પૂજા કરાવવી, વગેરે વ્યર્થ છે.

(૧૭) પરચુરણ ખર્ચ–નવીન મકાન બનાવીને જ્ઞાતિ અને પોપ વગેરેને જમાડવા; નાટક કરવું, કરાવવું; નટ, ભવૈયા, બાજીગર, ભાંડ, બહુરૂપી, ચારણ, ભાટ તથા કુકવિને ઇનામ દેવાં; જન્મોત્રી, વર્ષફળ, ખુશામત કરનારને શક્તિથી અધિક દેવું; પરોણાની સેવા (રાજાઓ કરે છે તે), પદવી લેવા દેવામાં ખર્ચ કરવું, લાંચ લેવી દેવી, જુગાર રમવું, રંડીબાજી, આપસમાં સમાધાન થતાં કોરટમાંનું ખર્ચ, દેખાદેખી ઘોડા, બગી વગેરે રાખવાં; જે વિના કામ ચાલી શકે એવી તકલાદી વિદેશી વસ્તુ (દિવાસળી, મીણબત્તી, ઘડીયાળ, સાબુ, શસ્ત્ર, અસ્ત્ર વગેરે) લેવી અને ઉપયોગ કરવો; દારૂ પીવો, પાવો; અફીણ ખાવું, ખવરાવવું, તેમજ બીજા નીશાઓનું ખર્ચ, વરસાદ ન વરસે ત્યારે પોપને જમાડવા, સટ્ટા, સોરટી, શરત કરવી; બુટેલ, કુકડાં, કબુતર, તેતર વગેરે જાનવરો પાળવાં અને લડાવવાં; ઇત્યાદિ વ્યર્થ વ્યય છે.

ખ્રિસ્તિ અને મુસલમાનો સિવાય, હિંદુમાત્રનું જન્મ–મરણ તથા ફકીર, સાધુઓ વગેરેને દેવામાં જે કુમાર્ગે ખર્ચ થાય છે, તેનો હિસાબ કરવાથી જાણી શકશો કે, તે રકમ દર વરસે આશરે દશ અબજ રૂપૈયાની થઇ જાય છે. આ ખરાબ રૂઢી અને દુરાચારથી આર્યાવર્ત્તવાસીનાં સમય, ધન, વીર્ય, ઉત્તમ પુરૂષાર્થ અને હુન્નર એ સર્વ નષ્ટ થઇ ગયાં, અને થતાં જાય છે. એ વાત, જે ખરા દેશહિતેચ્છુ, વિદ્વાન્, સત્યવક્તા અને ધાર્મિકો છે, તે સ્વીકારશે; પણ દુષ્ટ, સ્વાર્થી, લોભી, અને મૂર્ખ તે જાણી શકશે નહીં, અને ઉલટી નિંદા કરશે; તોપણ જે કહેવા યોગ્ય છે, તે લખ્યા–જણાવ્યા વિના રહેવાતું નથી.

વિચાર કરવા જેવી વાત છે કે, જો નિત્યનો ખર્ચ બાદ કરતાં, બચોત્રી નિત્ય એક પાઇની કરવામાં આવે તો, વરસે ત્રીશ આના અને પચાશ વર્ષમાં રૂપૈયા પોણી ચોરાણું થાય, એ પ્રમાણે બીજો હિસાબ સમજી શકાય છે.

વર્તમાન કાળમાં ગરીબ તો શું, પણ જે સાધારણ વર્ગના કમાઉ (કારકુનો કડિયા સુતાર વગેરે) તે પણ કરજદાર છે, અને ભૂખ્યા મરે છે, અને જે સાધારણ વર્ગના અમીરો છે, તે પણ કરજદાર છે. ટુંકામાં ગરાસીયા, રાજા વગેરેની પણ એવીજ દશા છે. કરજ વિના કોઇક હશે. તેનું કારણ શું? ૨૫ કરોડમાંથી કમાઉ ૧ અને ઉડાઉ ખાઉ ૨૪. બીજું કારણ કુવ્યય અને વ્યર્થ વ્યય છે. બીજું કશું કારણ નથી. જેમ જેમ વસ્તી વધે છે, તેમ તેમ પદાર્થ મોંઘા, અને મજુરી નોકરીનો દર વધારે થાય છે; માટે કંગાળ થવાનું મુખ્ય કારણ, હિંદુસ્થાનીઓની અજ્ઞાનતા અને પરદેશીઓની જ્ઞાનતા છે.

જો પોતે લાયક થાય, પોતાની ઉપજ ખર્ચ ઉપર ધ્યાન આપે, મિથ્યાભિમાન મુકે, ખોટી કીર્તિ વા ક્ષણિક કીર્તિમાં પડે નહીં, કુવ્યય નિષ્ફળ વ્યયથી હાથ ખેંચે, ખેતી, વ્યાપાર, હુન્નર, કળા વગેરેમાં મંડ્યા રહે, બાળલગ્ન કરે નહીં, જેના વિના ગુજર ન થાય તે મુકીને બીજા વ્યયમાં ન ઉતરે, સંતાન કમાઉ નહીં થાય ત્યાંસુધી પરણાવે નહીં, ઇત્યાદિ શુભ રૂઢીને ધારે તો, કંગાલ દશાનો નાશ થઇ શકે છે. નહીં તો, દિનોદિન પાયમાલી છે, તે તો આપણે જાણીએ છીએ.

( સફળ વ્યય-ખર્ચ લક્ષણ. )

જે ખર્ચ કરવાથી પોતાનાં તથા પારકાનાં તન, મન, અને વિદ્યા, બુદ્ધિ, હુન્નર, રાજા, પ્રજા, અને ધર્મની ઉન્નતિ થતી હોય, તેજ સફળ ખર્ચ છે. તેમાં દાન અને પંચમહાયજ્ઞનો સમાવેશ થાય છે.

દાન-પોતાના ભાગમાંથી કોઈ સુપાત્રને કાંઈ પણ યોગ્ય વસ્તુ દેવી, તે દાન કહેવાય છે. પણ કુપાત્રને દેવું, વા સુપાત્રને અનુચિત્ વસ્તુ દેવી, તે દાન કહેવાય નહી. અથવા સ્વશક્તિ અનુસાર તન, મન અને ધને કરીને સત્કારપૂર્વક કોઇની સહાયતા કરવી તે દાન કહેવાય છે. તે દાનના ૮ પ્રકાર છે. ૧ વિદ્યાના જિજ્ઞાસુને વિદ્યાદાન દેવું. ૨ નિર્ધન, ભિક્ષુક, અશક્ત એટલે લૂલાં, લંગડાં, આંધળાં, બહેરાં, મુંગાં, અનાથ, રાંક, ગરીબ, ભૂખ્યાંને રાંધેલું અન્ન ખવરાવવું તથા વસ્ત્રાદિ આપવાં. ૩ વિદ્વાન્ બ્રાહ્મણ, ઉપદેશક, સન્યાસી, આચાર્ય, અતિથી, અને બ્રહ્મચારીને અન્ન વસ્ત્ર આપત્તિકાળમાં આપવાં. ૪ દુઃખીઆ, રોગી અને ઘાયલને ઓસડ-ઉપચાર કરવા, તે જીવિતદાન દેવું કહેવાય છે. ૫ માબાપ વિનાનાં બાળક, અનાથ, વિધવા, નિર્ધન, આબરૂવાળાને માગ્યા વગર ગુપ્તરીતે દેવું, તે આબરૂદાન કહેવાય છે. ૬ શરણાગતને શરણ રાખવાં, તે અભયદાન કહેવાય છે. ૭ પર ઉન્નતિ અર્થે, કુચાલ મટાડવા માટે તથા પરોપકારાર્થે કુવા, વાવ, ધર્મશાળા, વૃક્ષવાટિકા, કન્યાશાળા, પાઠશાળા અને હુન્નરશાળા બનાવીને મનુષ્યોને અનેક પ્રકારનું સુખ દેવું, તે ફળદાન કહેવાય છે. ૮ પાખંડી, નીચ, કુપાત્ર, દુષ્ટ અને અન્યાયીને શિક્ષા દેવી, તે કલ્યાણદાન કહેવાય છે. આ સર્વ દાનોમાં શ્રેષ્ટ દાન, તે જ્ઞાન દાન છે. પણ એટલું ધ્યાનમાં રાખવું કે, દાન લેનાર કુપાત્ર ન હોય, અને દાન દેનાર કરજે લઇ બીજાને દુઃખ આપી ન દે. નહીં તો, જે દાન દેશે તે, દાન કહેવાશે નહીં; તેમજ મોટા તાજા રૂષ્ટપુષ્ટ, કમાઇને ખાઇ શકે તેવા, મફતખોરા, અનુદ્યમી, ઢોંગી, અનોપકારી, હિંસક, મૂઢ અને મૂર્ખ એવાને દાન દેવું,-તે દાન નહીં, પણ અનર્થ અને પાપ કહેવાય છે.

પંચમહાયજ્ઞ—૧ બ્રહ્મયજ્ઞ, ૨ દેવયજ્ઞ, ૩ પિતૃયજ્ઞ, (શ્રાદ્ધ, તર્પણ) ૪ અતિથીયજ્ઞ અને ૫ ભૂતયજ્ઞ. આ પાંચ મહાયજ્ઞ કહેવાય છે. તેનાં લક્ષણ તથા ફળ આ પ્રમાણે છે. ૧ બ્રહ્મયજ્ઞ, નૈષ્ટિક કિંવા ગ્રહસ્થ બ્રહ્મચર્યપૂર્વક આચાર્યની સેવા કરવી, અને અનેક પ્રકારની વિદ્યાનું અધ્યયન કરવું-કરાવવું, તથા સંધ્યાવંદનાદિ કરવાં તે. આ યજ્ઞ કરવાથી ધર્મ, અર્થ, કામ, અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

(૨) દેવયજ્ઞ—અગ્નિહોત્ર કરવો; (કસ્તુરી, કેશર મિશ્રિત ઘી, ગળો, મિષ્ટાન્ન અને પંચાંગ વગેરે સુગંધી પદાર્થ મેળવીને નિત્ય ધૂમાડા વગરની અગ્નિમાં હોમવું). વળી જમતી વખતે બળિ-વૈશ્વદેવ કરવો તે. આ દેવયજ્ઞ કરવાથી બુદ્ધિ, વીર્ય, પરાક્રમ, આરોગ્યતા અને કાંતિ વગેરેની પ્રાપ્તિ અને વૃદ્ધિ થાય છે. (સવિસ્તર વિધિ જોવી હોય તો, સંસ્કાર વિધિમાં જોવી). મીઠા સિવાયના ભોજનના પદાર્થોને એકઠા કરી ધૂમાડા વગરની અગ્નિમાં હોમવા-એને બળિયજ્ઞ (વૈશ્વદેવ) કહેછે.

(૩) પિતૃયજ્ઞ—અર્થાત્ મુએલાના નામપર નહીં, પણ જીવતા પિતૃ હોય, તેમની શ્રદ્ધાપૂર્વક સેવા કરવી, અન્ન વસ્ત્રથી તૃપ્ત કરવા. આ યજ્ઞ કરવાથી જ્ઞાન, સદ્‌ગુણ, સત્યાર્થ, પદાર્થનો નિર્ણય અને કૃતઘ્નતાથી રહિત થવું, એ ફળ થાય છે.

(૪) અતિથીયજ્ઞ—અતિથી જ્યારે આવે ત્યારે સત્કારપૂર્વક આસન આપી અન્ન તથા વસ્ત્રથી રક્ષા કરવી, અને પછી તેની સાથ સંભાષણ-સત્સંગ કરવો. ધર્મ, અર્થ, કામ, મોક્ષ, જ્ઞાન, વિજ્ઞાન વગેરેની વ્યવસ્થા સાંભળવી. આ યજ્ઞ કરવાથી અંધકારની નિવૃત્તિ થઇ બન્ને લોકનું સુખ પ્રાપ્ત થશે. પાખંડ નાશ પામશે. ભ્રાંતિ નિવારણ થશે, અને અધર્માચરણનો નાશ થશે.

(૫) ભૂતયજ્ઞ—ગાય, કુતરાં વગેરે ઉપયોગી જીવ, અને ભૂખ્યાંને તૃણ, જળ, અન્નાદિ યથાશક્તિ આપવાં તે. (આવી રીતે નિત્ય ભૂતયજ્ઞ કરવાથી પરોપકાર, પશુરક્ષા, ઉદારતા, કરૂણા, દયા વગેરે ઉત્તમ ગુણની પ્રાપ્તિ-ઇત્યાદિ ફળ થાય છે.

(૧૭) નીતિ-સદાચારના હેતુ ધર્મને પ્રજા, અને વિદ્યાને રાજા ચલાવવા ઇચ્છે છે તે બન્ને (ધર્માદિ)ને દંડની અપેક્ષા છે.

(૧૮) પોતાની કોમની જ ઉન્નતિ વાસ્તે કોશિશ કરવી; માથું સુદ્ધાં આપવું, એ કોઇ એકદેશી વા દ્વેષીનો મત છે; પરંતુ એમ થવાથી પણ સત્પુરૂષોને સંતોષ થતો નથી; કારણ કે, તે સત્યના ઘાતને સહન કરી શકતા નથી. તેથી જે સદ્ધર્મ છે, અને જે નીતિ રીતિ સર્વ મનુષ્યોને દેશકાળ પ્રતિ સુખપ્રદ છે, તે, વા જે કોમમાં તેવું વિશેષ હોય, તે

કોમની ઉન્નતિ કરવામાં સર્વને કોશિશ કરવી જોઇએ-યથા પ્રાચીન આર્ય કોમની ધર્મ-નીતિ-રીતિ, જો તેમાં વર્તમાન્ દષ્ટિથી કોઇ હાનિકારક રીતિ હોય તો, તેના ત્યાગ કરવામાં, અને અન્ય કોમોમાં કોઇ ઉત્તમ પ્રકાર હોય તો, તેને ગ્રહણ કરવામાં આગ્રહ રાખવો ઉચિત્ છે; તેથી આર્ય વગેરે કોમોના તન-ધન-મનથી આ ઉત્તમ પક્ષ મનાવવા અને ચલાવવામાં ઉદ્યત થવું જોઇએ.

(૧૯) જ્યારે સુખાભાસ માત્રથી દુઃખ ઉઠાવવું પડે છે, ત્યારે ઠગી-મંત્ર, જંત્ર, જફર, કિમિયા, રમલ, કેરલ, જ્યોતિષ, ફળાદેશ, પ્રારબ્ધ માત્રનો આધાર, છળ, અસત્ય, કપટ, મિથ્યા ગ્રંથોની પ્રવૃત્તિ, ઇંદ્રજાળ, ભૂત, પીર, પેગંબર, અવતાર, જડ સેવન, ભીખ માગવી, અનુચિત્ રાગ, રંગ, ખેલ, તમાશા, નિશા, દુર્વ્યસન, કુવ્યય, કુરૂઢી, કુશ્રદ્ધા, સ્વાર્થદષ્ટિ, અવિદ્યા, અસંભૂતિ સેવન-ઇત્યાદિ અસદાચારાદિ કરવાં પડે છે. ( જેવું કે વર્તમાનમાં છે.) આ પ્રકારે જ્યારે અત્યંત ભૂખ્યા મરવા લાગી જાય છે, ત્યારે ઉન્નતિના ચક્રમાં આવે છે. કારણ કે, ફૂલ ખિલે છે, નાશ થવા વાસ્તે; અને દુઃખ થયા વિના, સંપ-ઉન્નતિના ખ્યાલ પેદા થવા કઠિણ છે, જરૂરત પોતે શીખી લે છે.

(૨૦) જો કોઇને જીવતાંજ ગમ્યાગમ્યરૂપ "યથાર્થ સત્ય"પર પહોંચવા, વા રાગ, દ્વેષ, હર્ષ, શોક રહિત થવા, નિષ્કામ ઉત્તમ પ્રવૃત્તિ અને પરોપકાર (પોતાનું અંગ-મનુષ્યમાત્રનું શ્રેય) કરવાની ઇચ્છા હોય તો, વીર્ય, બુદ્ધિ, પદાર્થ વિદ્યા, સદાચાર, નિષ્કામતા ( કર્મ ફળ ત્યાગ ) સંપાદન કરીને, વિવેકનું ખડ્ગ અને વૈરાગ્ય (અન્ય ઇષણાનો ત્યાગ )નું બખતર ધારણ કરીને, મન નિરોધનો અભ્યાસી થઇ, નિવૃત્તિ પૂર્વક સદ્‌ગુરૂ ( વિદ્વાન્-બુદ્ધિમાન્-સદાચારી-જિતેંદ્રિય-નિસ્પૃહી-સત્યવક્તા-વૈરાગ્યવાન્-વિવેકી-દયાળુ-પરોપકારી-શિષ્યની ઇચ્છા પૂર્ણ કરવા યોગ્ય-અને યથાર્થ અનુભવી )નું કેટલોક કાળ શ્રદ્ધાયુક્ત સેવન કરવું જોઇએ. ત્યારે પૂર્ણ કામ થયે, સર્વને પોતાનું અંગ સમજશે. પરની ઉન્નતિજ પોતાની ઉન્નતિ છે, એવું ધ્યાનમાં આવી જશે; અને ઉત્તમ પ્રવૃત્તિના ખડ્ગદ્વારા પરદુઃખ ભજનમાં પ્રવૃત્ત થશે.

(૨૧) કોઇ વ્યક્તિનું નામ લઇને દોષ-કથન-ખંડન-નિંદા કરવી તે, ઉચ્ચ માર્ગ નથી. કોઇના મન-લાગણીને દુઃખાવવું તે, મૂર્ખાઈ પાપ છે. જે સામગ્રીથી દોષ જાય, તેનું પ્રતિપાદન, અને જેથી દોષોની વૃદ્ધિ થાય, તેનું ખંડન-નિષેધ કરવો, નાદુરસ્ત નથી. જેનો ત્યાગ ગ્રહણ કરવામાં શ્રોતા, સ્વતંત્ર હોય, તે વિષયનું ( યથા બાળ લગ્ન-બ્રહ્મચર્ય-સત્ય ) દૂષણ ભૂષણ સ્પષ્ટ કહેવું ઠીક છે. સર્વમાન્યનું મંડન અને અમાન્યનું ખંડન કરવામાં

હાની નથી. જ્યાં કહીં હોમીયોપેથિકની તરહ રોગ વધારીને શાંતિ કરવાની આવશ્યક્તા હોય, ત્યાં તેવું કરે; પરંતુ સભ્યતા-નીતિ-હિત-પ્રેમ અને સત્યનો ત્યાગ નહીં કરવો જોઇએ. ઇત્યાદિ પ્રકારથી યથા દેશકાળ યોગ્ય પ્રકારથી ઉપદેશ થવો જોઇએ.

(૨૨) વસ્તીની વૃદ્ધિ થવાથી આર્ય કોમને પણ દેશ બદલવો અને પરસંસર્ગ થવાથી ધર્મ બદલવો પડશે; તેથી આર્ય ધર્મ ફિલોસોફી શીખવવી જોઇએ; વા તો સ્વત્વ અને સ્વદેશાભિમાન પેદા કરાવવું યોગ્ય છે. આ પ્રકારે અન્ય દેશવાસીઓએ ધ્યાન દેવું જોઇએ. આ પ્રસંગપર એ વાત યાદ રાખવા જેવી છે કે, ધર્મ-પંથ (મજહબ-રીલીજ્યન) અને મતના લક્ષણમાં અંતર છે; પરંતુ વ્યવહાર-નીતિ-ધર્મ સમીપ છે.

(૨૩) સુવર્ણ-ચાંદી વા પ્રબંધ માત્રની અપેક્ષા ન રહે, અને પ્રજા યથેચ્છા જીંદગી ભોગવે, એવો માર્ગ કોણ-કયો છે? સર્વમાં સદ્ધર્મની ભાવના પેદા થઇ જવી, વા પરસ્પરનાં દુઃખ સુખ સમાનતાની સમજણ થયે, તદનુસાર વર્તન, કોઈના તન મન ધનને ન દુઃખાવવાની રૂઢી પાડવી-અસત્ય રહિત સત્ય પૂર્વક સંપ થવો-ઇત્યાદિ.

જો એમ થઇ જાય તો, એક પત્ર (પાલનપત્ર વ્યવહારપત્ર-કાર્ડ) દ્વારા સર્વ વ્યવહાર ઉત્તમ પ્રકારથી ચાલી શકે છે. પરંતુ વર્તમાન વિષે એ વાત કોઇ દેશના પણ નશીબમાં નથી. અતઃ એવા અસંભવ વા દુષ્પ્રાપ્ત મનના લાડુને શૂન્યથી આવૃત્ત કરીએ છીએ.

(૨૪) જેનું ઉપાદાન બગડ્યું (રજવીર્ય નિર્બળ-માતા પિતા વિદ્યાહીન) હોય, જે દ્રવ્યહીન-વિષયી-રોગી-આલસુ-કાયર અને ભૂખ્યા હોય, તે ધર્મ ભાવના, ધર્માભિમાન, સ્વત્વ વા માનને પાત્ર થઇ શકે છે? ધર્માત્મા-તત્વવેત્તા બની શકે છે? નિષ્કામ વા તત્વ વિદ્યાનો અધિકારી થઈ શકે છે? કદી નહીં. યથા વર્તમાનમાં આર્યાવર્ત્ત દેશ છે. એવાને તો, હજી શરીર-વીર્ય-બુદ્ધિ-વિદ્યા-હુન્નર-ધન અને સંપ બળની પ્રાપ્તિને માટે કોશિશ કરવી જોઇએ. બ્રહ્મચર્ય અને બ્રહ્માશ્રમ સુધારવોજ યોગ્ય છે. અન્યથા પોતાના પૂર્વજોના ઉત્તમ માર્ગ અને ઉન્નતિને પામી શકશે નહીં.

(૨૫) વર્તમાન કાળ, ઉત્તમ રૂઢી અને પ્રાચીન સર્વ માન્ય સામાન્ય ધર્મનાં બીજ રોપવા-સંસ્કાર નાંખવાનો છે. સો પચાશ વર્ષમાં ઝાડ થઇને ફળ ફૂલ લાગશે; તેને સંતાન, ખાઇને તૃપ્ત થશે-સુખ

પામશે; એવી લાંબી ગંભીર દૃષ્ટિ રાખવામાં આવે તો, કાંઇ કરી શકશો, અને કરશો તો, કાંઇ થઇ શકશે. વ્યર્થ બકવાદ કરીને કાળક્ષેપ કરવો, મિથ્યાલાપ છે. પોતે લાયક થયા વિના, પરના ધર્મ-સુખ અને ફરજને દોષરૂપ વા દ્વેષ દૃષ્ટિથી દેખવું, એક પ્રકારની ભૂલ વા હલકાઇ છે.

(૨૬) જે વાતની ઇચ્છા હોય, તેની પ્રાપ્તિને લાયક પ્રથમ પોતાને બનાવવું જોઇએ, ત્યારે મળી શકશે. અન્યથા તૃષ્ણા કરવી વ્યર્થ છે.

(૨૭) અત્યંત અજ્ઞ અને તજ્ઞ ઉપદેશને યોગ્ય નથી. વચલા વર્ગને લીધે યથા દેશકાળ સ્થિતિ-અધિકાર ઉપદેશ કર્તવ્ય છે. (યથા કહીં એક વિષયનું મંડન, કહીં તેથી ઉપેક્ષા વા ખંડન કરવું પડે છે) અન્યથા ઉત્તમ ફળ નથી આવતું. બુદ્ધિમાનને સ્વયં વિચારણીય છે.

(૨૮) ઉત્તમ પાયાવાળાં ઉત્તમ મકાન પુરાણાં હોવાથી છિદ્રવાળાં થઈ ગયાં હોય તો, તેની મરામત કરવી જોઇએ. પૂર્ણ સામગ્રી ન મળે ત્યાં સુધી તેને પાડી નાંખવું નહીં જોઇએ. નહીં તો, હાની-દુઃખ થવા સંભવ છે. તેના ઉદાહરણમાં પ્રાચીન અને નવીન આર્યધર્મ-વ્યવહાર-નીતિ વગેરેને સમક્ષમાં રાખીએ છીએ.

(૨૯) અનુચિત-અસંભવ ભાવના-શ્રદ્ધા-વિશ્વાસ ઉડાવવાથી અત્યુપયોગી ઉચિતનો પણ અભાવ થઇ જાય છે. અને ઉચિતની અતિ અનુચિતપર લાવે છે. અતઃ યોગ્ય-સંભવ ભાવનાદિ પેદા કરવાને લીધે વિચારપૂર્વક સયુક્ત ઉપાય લેવો જોઇએ; કારણ કે, અજ્ઞોને અન્ય આશ્રય મળતો નથી.

(૩૦) અનુદ્યમી-અનુપદેશક જંગલમાં રહેવા જોઇએ; તો ભૂખ તેને ઉદ્યમી કરે, ભીખ માગવાવાળાને ઉપદેશક કરવો, આ કાળમાં પાપ છે. ભીખ માગ્યા વિના નિષ્કામ ઉપદેશ થાય તો, ઉત્તમ ફળ થઇ શકે છે. અતિ ફિલોસોફર ઉપદેશક બનવા યોગ્ય રહેતો નથી.

(૩૧) દેશહિત-દેશોન્નતિ શું? આ વિષે અનેક પક્ષ છે. અમારી દૃષ્ટિમાં સર્વને તેની યોગ્યતા અનુસાર “હકની સમાનતા” દેશ શ્રેયનું લક્ષણ છે. અત્યારે એટલુંજ લખવું બસ છે કે, યથાશક્તિ-યથાક્રમ આ દરજ્જાપર પહોંચવું યોગ્ય છે. યથા આર્ય પ્રજાએ હમણાં મોટી મોટી વાતો-મનોરથ છોડીને કેવળ એટલી વાતો પરજ ધ્યાન દેવું બસ છેઃ-સ્ત્રીશિક્ષણ, બ્રહ્મચર્ય, કસરત, સત, ઉત્તમ શિક્ષણ, વિદ્યા, હુન્નર, કુરૂઢી

અભાવ, ભિક્ષા વૃત્તિ નિષેધ, હિમ્મત્, ઉદ્યમ, એવું હોવાથી સંપ વગેરે ઉપયોગી–સુખકારક વિષય શીખવા. અયોગ્ય ઉદારતા, અનુચિત્ શર્મ અને કુદયાનો ત્યાગ કરવો જોઇએ.

(૩૨) સંસાર સુધારા–દેશહિત–શ્રેયને માટે ઉપદેશ ઘણા કરવા લાગી ગયા છે. પરંતુ કેમ કરવો, એવો અભ્યાસ વા પ્રચાર કોઇ કરતું નથી. શ્રોતાજન જાણે છે વા સમજે છે, તોપણ કાંઇ કરતા નથી. જે કોઇની સહાયતા વિના સ્વયં કરી શકે, તે વાત પણ કરતા નથી.– યથા નિષિદ્ધ ભિક્ષાદાન ન દેવું, ૨૦ વર્ષ પહેલાં પુત્રનો વિવાહ ન કરવો, જડ પૂજાનું નકામું ખર્ચ ન કરવું, અનુચિત્ મોજ શોખમાં કાળ દ્રવ્ય ન ગુમાવવો, ઇત્યાદિ. એવો કાયર, દેશભક્ત થઈ શકતો નથી.

તેટલા માટે અશક્ત–આર્યાવર્ત્તવાસીઓને જરૂરનું છે કે, વર્તમાનમાં જેટલી અને જેટલા પ્રકારની સભા છે, તેમાંથી યોગ્ય પ્રતિનિધિ ચુંટીને એક સભા બનાવે. એ સભામાં હરેક જાતિ–ધર્મ–વ્યાપાર વગેરે સભાવાળા પ્રતિનિધિ હોઇ શકે. આ નૂતન સભાનું અન્ય કાંઇ કામ ન હોવું જોઇએ. કેવળ સર્વમાન્ય વિચાર કરીને, આર્યાવર્ત્તમાં પ્રગટ કરે. અને તેને ચલાવવાનો પ્રકાર પણ પ્રદર્શિત કરે. યથા સ્ત્રીઓનું શિક્ષણ, અને તેનો પ્રકાર, સ્ત્રીઓનું સાધુ અને મંદિરોમાં ન જવું, કેટલાકે મળીને સ્કૂલના વિદ્યાર્થિઓને એક કલાક સુધી વ્યવહાર નીતિનું શિક્ષણ દીધા કરવું, તેને સ્વતંત્ર વિચાર કરવાની શૈલીપર લાવવા, ફિલોસોફીના રૂલ શીખવવા. પ્રાઇવેટ સ્કૂલ અને કસરત શાળા ખોલવી. ઇત્યાદિ પ્રકારના વિચાર અને પ્રચારથી ભવિષ્યમાં સારો લાભ થશે.

(૩૩) એવું નહીં સમજો કે, કોઈ દેવતા, દૂત, યોગી, પેગંબર, ઇશ્વરનો પુત્ર, વા ઇશ્વરનો અવતાર આવીને તમારાં દુઃખ કાપી દેશે; વા મંત્ર જંત્રથી કાંઇ થઇ જશે. અગર ઇશ્વર અપરાધ ક્ષમા કરીને સુખ દેશે. કિન્તુ જો પ્રજા, પુરૂષાર્થ કરીને–ક્રમશઃ ઉત્તમ સંસ્કારી થઇ જાય તો, કોઇ એક ચમત્કારી–શૂરવીર–વિદ્વાન્–બુદ્ધિમાન્ સહાયભૂત થઇ પડે છે, એવું જ્ઞાતવ્ય છે.

જ્યાં સુધી ઉત્તમ ઉપદેશક પેદા ન થઇ શકે, ત્યાં સુધી જાતિ–મેળા–ત્યોહાર–મંડળી વગેરે પ્રસંગપર વ્યાખ્યાન દેવું. ઉક્ત ઉપયોગી વિષયોના નાના નાના ગ્રંથો બનાવીને, ગ્રામ ગ્રામ અને ઘર ઘરમાં મફત દેવા. કિંવા બકવાદથી ઉપેક્ષા કરીને ચુપચાપ યથોચિત જેટલું બને તેટલું કરવું. જેને તેને ઉત્તમ–યોગ્ય સંસ્કાર નાંખવા, તે ઉત્તમ

પક્ષ છે. અને જો માતા પિતા, ગુરૂ (વા સંબંધી)જ ઉત્તમ ઉપદેશક હોય તો, તેનાથી શ્રેષ્ટ અન્ય માર્ગ નથી. થોડાજ કાળમાં હિંદુસ્તાન, આર્યાવર્ત્ત બની જાય. એ સિવાય ભારત દુર્દશા અને ભારત ચિકિત્સા ગ્રંથમાં વાંચવાથી આર્યાવર્ત્તના ૭૦ રોગ અને તેના ૧૦૧ ઉપાય જાણી શકશો.

(૩૪) દરેક વિષયને શ્વેત અને શ્યામ બે બાજુ હોય છે. યથા નાના કોમનું એક દેશમાં આવીને, આબાદ થવું અનિષ્ટ, વા ઇષ્ટ પણ પરિણામ લાવે છે. વા સત્તા થતાં દ્રવ્ય મળવાપર મોજ શોખ અને આળસ્ય, પરાધીનતા ઉભય પરિણામ નીકળે છે. અતઃ દેશ, કાળ, વસ્તુ, સ્થિતિ વિચારીને ત્યાગ ગ્રહણ કર્તવ્ય છે.

(૩૫) રાજ્યની રક્ષા વિના ઉન્નતિ થવી, કષ્ટ સાધ્ય-કાળ સાધ્ય છે. અતઃ પ્રજાને જરૂરતું છે કે, રાજાના કાનૂન (રાજ્યનીતિ-આજ્ઞા)ને પ્રતિકૂળ ન હોય, કિન્તુ અનુકૂળ રહેવું જોઇએ. યથા આર્યાવર્ત્તવાસી, પોતાના સત્તાધારી કૈસરે હિંદની સેવા, તાબેદારી-વફાદારીની સાથ કરે છે, ત્યારેજ તેની છાયામાં સુખ શાંતિથી રહે છે. પોતાનો દોષ અને અપૂર્ણતા જાણવા લાગ્યા છે. પોતાના પૂર્વજોનો ગુપ્ત ધનનો ખજાનો અને પોતાની ઉન્નતિ કરવાનો અવસર મળ્યો છે.

---

## સૂચના—વિનંતી.

છાપવામાં કેટલીક ભૂલો રહી ગઇછે. જેમકેઃ પૃષ્ઠ ૪, લીટી ૩૦ માં પાછળા શબ્દને બદલે, પાછલા જોઇએ. માટે સુજ્ઞ બંધુઓ સુધારી વાચશો, એવી હું વિનંતી ગુજારૂંછું. પ્ર. કા.

---

